# શ્રી શકિત ગીતા.

(પ્રથમ ખંડ)



પ્રકાશક:
શ્રી શક્તિ સેવા સમાજ.
અમદાવાદ.

વર્ષ બીજું ॐ

॥ नमश्चंडिकायै ॥

# શ્રી શક્તિ ગીતા.

## (પ્રથમ ખંડ)

પ્રયોજક:

શ્રીયુત્ નાનાલાલ ભાણિશંકર ભટ્ટ.
અમદાવાદ.

પ્રકાશક:
રમણલાલ ગાંડાભાઇ પાઠક, બી. એ.
જયંતીલાલ માણેકલાલ મહેતા.
નટવરલાલ ચુનીલાલ પાઠક.
મંત્રીઓ: શ્રી શક્તિ સેવા સમાજ,
કોકડીઆની પોળ, અમદાવાદ.

મૂલ્ય રૂ. ૧-૦-૦

# શ્રી શક્તિ સેવા સમાજ તરફથી

## અત્યાર સુધીમાં આપેલાં ભેટનાં પુસ્તકો.

૧. ગાયત્રીઃ-ભગવાન્ આદ્યશંકરાચાર્યનું તથા સાયણાચાર્યનું ભાષ્ય તથા સમન્યાહૃતિ અથ સહિત રૂ. ૦-૪-૦

૨. **શ્રી શક્તિ મહિમ્નઃ**-મહર્ષિ દુર્વાસા પ્રણિતમ્. ભાષા ટીકા સાહિત રૂ. ૦-૮-૦

૩. **શ્રી ત્રીપુર સુંદરીનો રંગીન ફોટો.**

૪. **ગીતમાળ.**

## હવે પછીથી તૈયાર થતાં પુસ્તકો.

૧. **શ્રી શક્તિ ગીતાઃ**-( દ્વિતિય ખંડ )

૪. **સદાચાર પાલન.**

૫. **નારી ધર્મ સંપૂર્ણ પુસ્તક.**

૬. **ગાયત્રી ઉપાસના.**

ઉપરનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—

૧ પાઠક નરવરલાલ ચુનીલાલ, મંત્રી.
કોકડીઆની પોળ—**અમદાવાદ.**

૨ ટેલભટ્ટ મણીલાલ રાજારામ.
રાયપુર, જલકુકડીની પોળ—**અમદાવાદ.**

૩ સી. ડાહ્યાભાઈની કંપની.
રીચીરોડ, પાડાપોળ સામે—**અમદાવાદ.**

૪ રા. રા. નાથુભાઈ હીરાલાલ—સુરત.

૫ રા. રા. પંડ્યા ચુનીલાલ જેશંકર—નડીયાદ.

૬ રા. રા. ઉમેદભાઈ અંબાલાલ—નાપાડ.

૭ રા. રા. રામશંકર મગનલાલ—વીરમગામ.

# કાર્યવાહક મંડળ.

**પ્રમુખ:**

રાવબહાદુર રામપ્રસાદ મગનલાલ મહેતા, બી. એ. એલ એલ. બી.
ડે. આસી. પોલી. એજન્ટ, ગોધરા (રેવાકાંઠા

**ઉપપ્રમુખ:**

રા. રા. ડાહ્યાભાઇ રેવાશંકર પાઠક, બી. એ. એલએલ. બી. સબજજ ખેડા
સૉલીસીટર પૂર્ણાનંદ મહાનંદ ભટ્ટ. મુંબાઇ.
રા. રા. વે. શા. સં. બાળકૃષ્ણભાઇ પુરુષોત્તમભાઇ પૌરાણીક.
રા. રા. અંબાલાલ જેઠાલાલ, અમીન બીકામ અમદાવાદ.

**આચાર્ય:**

રા. રા. વે. શા. સં ગણપતરામ ત્ર્યંબકરામ, યાજ્ઞિક ચિંતામણી.

**ટ્રસ્ટીઝ:**

જોશી ગીરજાશંકર હરીશંકર, જ્યોતિષોપાધ્યાય કાવ્યભૂષણ,
બાબુ શીવપ્રસાદ બી. પાંડે.
રા. રા. પોપટલાલ ભોગીલાલ વસા.

**ઑડીટર:**

રાવસાહેબ મોહનલાલ બાપુલાલ રાવળ.

**મંત્રીઓ:**

રા. રા. રમણલાલ ગાંડાભાઇ પાઠક, બી. એ.
રા. રા. જયંતીલાલ માણેકલાલ મહેતા.
રા. રા. નટવરલાલ ચુનીલાલ પાઠક.

**સભ્યો:**

રા. રા. હરીપ્રસાદ બાપાલાલ વ્યાસ
રા. રા. કેશવલાલ કુરણાશંકર પાઠક
રા. રા. દેવશંકર મોતીલાલ વ્યાસ
રા. રા. બાબુરાવ રણછોડલાલ વૈદ્યરાજ
રા. રા. પંડિત શંકરપ્રસાદ મીશ્ર
ડૉ ઠાકોરપ્રસાદ એન ભટ્ટ, એલ સી. પી. એન્ડ એસ.

રા. રા. કનૈયાલાલ મગનલાલ જાની
રા. રા. જયકૃષ્ણ હરીકૃષ્ણ પુરાણી (સ્નાતક)
રા. રા. વકીલ રતનેશ્વર ભવાનીશંકર
રા. રા. બાલાશંકર મગનલાલ
રા. રા પ્રાણલાલ રેવાશંકર પાઠક
રા રા સાકરલાલ માણેકલાલ શાહ
રા. રા. જીવણલાલ જટાશંકર શુક્લ

ॐ

॥ नमश्चंडीकायै ॥

# બે બોલ.

શ્રી શક્તિ સેવા સમાજના સભ્યોના કરકમળમાં આ ચોથુ પુસ્તક મુકતાં ઘણોજ હર્ષ થાય છે, આ પુસ્તક આત્મજ્ઞાન આપનાર છે એટલુંજ નહીં પણ તે સાથે બીજા ધર્મો જેવા કે "નારી ધર્મ" "વર્ણ ધર્મ" મંત્ર યોગના સોળ અંગો, તથા "આર્યોનુ નૈતિક જીવન" વિગેરે વિષયોથી ભરપુર છે આ પુસ્તકનો આખો ગ્રંથ લગભગ સાતસે પાનાનો થવાનો સંભવ છે. તેમાંથી પ્રથમ ખંડ પ્રસિદ્ધ કરવામાં આવ્યાથી બાકીનાં પાંચસેં પાનાનો દ્વિતિય ખંડ હવે પછી પ્રસિદ્ધ કરવામાં આવશે. આ શક્તિ ગીતા નામનો ગ્રંથ ઘણોજ મનન કરવા યોગ્ય છે તેમાં પ્રવૃત્તિ ધર્મ ને નિવૃત્તિ ધર્મ વિષે પ્રતિપાદન કરવામાં આવેલું છે, પ્રવૃત્તિ ધર્મ એજ નિવૃત્તિ ધર્મમાં લઇ જનાર છે. માટે પ્રવૃત્તિ ધર્મ શાસ્ત્રમાં કહેલી રીતે વિધિસર આચરવામાં આવે તો અવસ્ય નિવૃત્તિ પરાયણ થવાય છે. શ્રી મહાદેવીએ નારીઓના ત્રણ સ્વરૂપ કહ્યાં છે, એ ત્રણે સ્વરૂપને સતી સ્ત્રી ધારણ કરી શકે છે: સતી સ્ત્રી પૂજનિય છે, તથા તેમનું અપમાન કરવાથી મારૂંજ અપમાન થાય છે એમ શ્રી દેવીએ સ્વમુખે કહેલું છે તેથી આર્ય સ્ત્રીઓની ભરતખંડમાં કેટલી બધી પ્રતિષ્ઠા છે. તે આ શક્તિ ગીતાના અધ્યયનથી જણાશે.

મંત્રયોગના સોળ અંગોનું ટૂંક વિવેચન કરવામાં આવેલું છે તે જાણવાથી પોતાના ઉપાસ્ય દેવનુ પૂજન કેવી વિધિથી કરવું એ

જાણવામાં આવશે અને તે પ્રમાણે પૂજન કરવાથી ક્રિયાની સિદ્ધિ થાય છે એમ શાસ્ત્રમાં તેમજ ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ પોતાના સ્વમૂખે કહેલું છે:—**विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम्। श्रद्धा विरहितं यज्ञं तामसं परिचक्षते॥** ( અ. ૧૭. શ્લો. ૧૩. ) વિધિહીન મંત્રયોગ સંહિતામાં કહેલી વિધિ વિનાનો, અન્નદાનથી રહિત–દાન પાત્ર જોઇને અપાય તોજ તે દાન કહેવાય છે, મંત્રરહિત મંત્રયોગના સોળ અંગમાં જે તે પૂજન વખતે જે તે મંત્ર ભણવાનો તે મંત્ર, અદક્ષિણાવાળો–દક્ષિણા રહિત અર્થાત્ જે યજ્ઞને માટે જેવા પ્રકારની દક્ષિણા કહેલી હોય તે, શ્રદ્ધા રહિત અર્થાત્ સંપૂર્ણ શ્રદ્ધા રહિત, યજ્ઞને તામસ યજ્ઞ કહે છે. આ ઉપરથી જાણવામા આવશે કે ઘણા મનુષ્યો ક્રિયા તો કરે છે પણ તેથી ફળની સિદ્ધિ થતી નથી તેથી મૂન્નય છે, પણ ઉપર કહેલી વિધિનો વિચાર કરશે અને તે પ્રમાણે ક્રિયા કરશે તો અવસ્ય ફળની પ્રાપ્તિ થશે.

વળી કર્મ–ઉપાસના અને જ્ઞાનના પ્રકાર સારાંશ રૂપે જણાવવામાં આવ્યા છે. આર્યોનું નૈતિક જીવન કેવા પ્રકારનુ હતું તે પાશ્ચાત તરફના પુરુષોના ઉદ્ગાર સહિત વર્ણન કરવામાં આવેલું છે, તે પછી વિજ્ઞાપનના મથાળે મૂકેલા શ્લોકના અર્થનો વિચાર કરવામાં આવી તેનું પાલન કરવામાં આવશે તો આ સંસારમાં મનુષ્યને અભ્યુદય પ્રાપ્ત થયા વિના રહેશે નહી "વર્ણ ધર્મનો વિચાર" ઘણોજ અંગત્યનો છે, "વર્ણ ધર્મ" એ આર્યોનો પ્રાણ છે તેથી તેની રક્ષા અવસ્ય કરવાની છે, તે વિષે કેટલુંક વિવેચન કરવામાં આવેલુ છે ને બાકી રહેલું દ્વિતિય ખંડમાં કરવામાં આવશે.

છેવટે આ શ્રી શક્તિ ગીતાના ટીકાકાર શ્રીયુત્ નાનાલાલભાઇના સંબંધમાં કેટલુંક જણાવવાની આજ્ઞા માગુ છું. શ્રીયુત નાનાલાલ-

ભાઈ ભટ્ટ મેવાડા જ્ઞાતિના છે, તે સત્તાવીસ વર્ષથી વેદાંતના ગ્રંથનું અધ્યયન કરે છે, વર્ણ અને આશ્રમ ધર્મના પાલન ઉપર તેમનો આગ્રહ છે, બ્રાહ્મણના ષટ્ કર્મ અવશ્ય કરવાં જોઇએ એમ તે માને છે, અને આચરે છે, તે પોતે આજ નવ દશ વર્ષ થયા પોતાને ઘેર શ્રી ગીતાભાષ્ય, ઉપનિષદ્ ભાષ્ય, બ્રહ્મસૂત્ર ભાષ્ય, પંચદશી, શતશ્લોકી, આત્મપુરાણુ વીગેરે ગ્રંથોનું નવથી દશ વાગ્યા સુધી અધ્યયન કરે છે, અને તેનો લાભ બીજા બ્રહ્મણોને આપે છે, તે, અચરતલાલ વૈરાગીના અન્નક્ષેત્રમા સ્થિતિ કરી રહેલા પરમપૂજ્યનિય માહાત્મા શ્રી 'પ્રજ્ઞાચક્ષુ' માહારાજના પરમ શિષ્ય છે, પૂજ્યપાદ પ્રજ્ઞાચક્ષુ માહારાજ સમાધિસ્થ થયા છે, છતાં તેમની છબી, તેમજ યજુર્વેદનું નિત્યકર્મ, શ્રીવિષ્ણુ સહસ્ત્ર-નામ, મહિમ્ન સ્તોત્ર, સ્ત્રિઓનું નિત્યકર્મ વીગેરે પુસ્તકો શ્રીયુત નાનાલાલભાઇ આજ કેટલા વર્ષો થયાં મુમુક્ષુઓને વિના મૂલ્યે આપે છે, તેમણે નીચેના ગ્રંથો આ શક્તિ સમાજની મારફતે પ્રસિદ્ધ કરવા માટે વચન આપેલું છે, માટે સમયાનુસાર તે ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવશે.

## ગ્રંથોનાં નામ.

(૧) વિવેક ચૂડામણિ-પદચ્છેદ, અન્વય, પદાર્થ વિવેચન સહિત, ચારસેં પાના.

(૨) શ્રી અષ્ટાવક્ર ગીતા-પદચ્છેદ, અન્વય, પદાર્થ વિવેચન સહિત.

(૩) શ્રીદત્તાત્રેય વિરચિતા "અવધૂત ગીતા" પદચ્છેદ, અન્વય, પદાર્થ વિવેચન તથા તેમના જીવન વૃત્તાન્ત સહિત.

(૪) શ્રીકઠોપનિષદ્ ભાષ્યાર્થ મૂળ, અર્થ, અન્વય, ભાષ્યના વિવેચન સહિત.

(૫) શ્રીમચ્છંકરાચાર્યે કૃત શત શ્લોકી મૂળ. અન્વય, પદાર્થ ત્થા વિવેચન સહિત.

(૬) સાધન વિચાર, (૭) ધર્મ વિચાર, (૮) શ્રી ગણેસ ગીતા, (૯) શ્રી શંભુ ગીતા, (૧૦) નારીધર્મ, (૧૧) વિષ્ણુ ગીતા, (૧૨) સન્યાસ ગીતા (૧૩) સૂર્ય ગીતા (૪) વેદાંત પ્રવેશિકા (૧૫) પંચદશીનો વેદાંત પ્રક્રિયા પુરતો સાર.

ચાલુ જમાનો કેવલ અંધ શ્રદ્ધાનો છે. પરંતુ તે વડે ક્રિયા સિદ્ધ થઈ ફળ સિદ્ધિ થતી નથી માટે પોતાના ઇષ્ટની ઉપાસના પદ્ધતિસર કરી તેમાં આરૂઢ રહેવાથીજ ઇષ્ટ પ્રાપ્તિ થાય છે. સર્વે મનુષ્યો સુખની ઇચ્છા કરે છે, પણ તે સુખની પ્રાપ્તિને માટે વિધિસર કર્મ કરતા નથી પછી તે સુખ તેમને મળવું દુર્લભ છે, માટે વિનંતિ કરવાની છે કે મહાન જ્યોતિર્મયી ચિતિશક્તિના પરમ ઉપાસક બની આ સસારમાંથી સાર રૂપ તેના નામના મહિમામાં નિમગ્ન રહી તમારો વ્યવહાર ગૌણ રૂપે કરશો તો પરમ પદની પ્રાપ્તિ થયા વિના રહેશે નહી, માટે શ્રીશક્તિ સમાજના સભાસદ રહી અન્યને તેમાં દાખલ થવા માટે ઉપદેશ કરી ઉપર જણાવેલા આત્મજ્ઞાનના ગ્રંથોનો લાભ લઇ તમારૂં જીવન સાફલ્ય કરો એજ મારા તરફના મારા બે બોલ છે. તથાસ્તુ.

તમારો સદાનો શક્તિ ઉપાસક,

**નટવરલાલ ચુનીલાલ પાઠક.**

કોકડીયાની પોળ, સારંગપુર,

**અમદાવાદ**

॥ ॐ तत्सत् ॥

# વિજ્ઞાપન.

( સ્રગ્ધરાવૃત્ત. )

देहस्त्रीपुत्रमित्रानुचर हय, वृषास्तोष हेतुर्ममेत्थं ।
सर्वेस्वायुर्नयन्ति प्रथितमलममीमांसमीमांसयेह ॥
एते जीवन्ति येन व्यवहृतिपटवो येन सौभाग्यभाज-
स्तं प्राणाधीशमन्तर्गतममृतममुं नैव मीमांसयन्ति ॥

**ભાવાર્થ:**—આ જગતના સર્વે લોક સ્થૂળ શરીર, પુત્ર, મિત્ર, સેવક, ઘોડા ને બળદો એજ મારા સુખનાં સાધનો છે, એમ માની તેમને પુષ્ટ કરવા માટે પોતાનાં કુલ, શીલ, વિદ્યા એ વડે પ્રાપ્ત થયેલુ પોતાનું પ્રસિદ્ધ જીવન એ માંસનાં પુતળાં કેવી રીતે રૂષ્ટપુષ્ટ થાય તે વિચારની પાછળ વ્યતિત કરે છે. પરતુ ઉપર જણાવેલાં તે પુતળાં જે પરમાત્માની કૃપા વડે જીવે છે, પોતપોતાનો વ્યવહાર કુશળતાથી કરે છે તથા જેની સત્તા વડે તેમનો સઘળો વ્યવહાર આનંદમય થાય છે એવાં અંતર્યામીરૂપે રહેલાં અમૃતરૂપ, અનુભવસિદ્ધ ને પ્રાણનાં નિયતા જે પરમ ચિતિ શક્તિ તેના સબંધી જરા પણ વિચાર કરતા નથી એ તેમની મૂર્ખતાનું પરમ આશ્ચર્ય છે. [ શતશ્લોકી શ્લોક ૫ ]

સર્વ વ્યાપક, સર્વ જીવનો હિતકારી, તથા પૃથ્વીના સર્વે ધર્મોના પિતારૂપ સનાતન ધર્મમાં નિર્ગુણ તથા સગુણ ઉપાસના રૂપે બે ભેદ છે. યદ્યપિ અવતાર ઉપાસના, ઋષિ દેવતા પિતૃ ઉપાસના તથા ક્ષુદ્ર તામસિક શક્તિયોની ઉપાસરૂપે સનાતન ધર્મમાં સઘળા અધિકારના ઉપાસકોને માટે ભિન્ન ભિન્ન પ્રકારની ઉપાસનાઓ જોવામાં આવે છે.

પરંતુ અવતાર ઉપાસના તો પચસગુણ ઉપાસનાની અન્તર્ગત છે. શ્રી વિષ્ણુ ભગવાન્, શ્રી સૂર્ય ભગવાન્, શ્રી ભગવતી દેવી, શ્રી ગણેશ ભગવાન્, તથા શ્રી સદાશિવ ભગવાન્, એ પાંચ સગુણ ઉપાસ્ય દેવતાઓમાં સઘળા અવતારોનું વર્ણન જોવામાં આવે છે, કેમકે સગુણ ઉપાસનાની પૂર્ણતા લીલામયસ્વરૂપ વિના ઉપાસકના અનુભવમાં આવી શકતી નથી, તથા ઋષિ દેવપિતૃ ઉપાસના તથા અન્ય ક્ષુદ્ર ઉપાસનાનો અધિકાર સકામ રાજ્ય સાથે સંબધ રાખે છે.

નિર્ગુણ ઉપાસનામા સર્વ સાધારણ લોકોનો અધિકાર હોતો નથી. નિર્ગુણ ઉપાસના અરૂપ, ભાવાનીત, વાક મન તથા બુદ્ધિથી અગોચર આત્મ સ્વરૂપની ઉપાસના છે. નિર્ગુણ ઉપાસના કેવલ આત્મ જ્ઞાનવાળા તત્ત્વજ્ઞાની મહા પુરુષો તથા જીવનમુક્ત સંન્યાસિયોને માટે જ ઉપયોગી છે; પણ સગુણ ઉપાસના તો સર્વ શ્રેણીના ઉત્તમ ઉપાસકોને માટે હિતકારી છે. તેથી પૂજ્યપાદ મહર્ષિયોએ તેના સિદ્ધાન્તનો અધિક પ્રચાર શાસ્ત્રોમાં કરેલા છે. સૃષ્ટિના સ્વાભાવિક પચ તત્ત્વ છે. તે પાચ તત્ત્વાનુસાર પચ ઉપાસનાનું વિધાન કરેલુ છે, તેથી જે તે ઉપાસક પોતાનાં ઇષ્ટ માનેલા દેવની ઉપાસના કરી પરમ તત્ત્વને પામે એજ પરમ રહસ્ય સનાતન ધર્મમાં રહેલું છે. પચ ઉપાસનામાંથી જેમને, જે ઇષ્ટ ઉપર પ્રીતિ હોય તે ઇષ્ટને મુખ્ય માની બીજા ચારને ગૌણ માની પોતાના ઇષ્ટની ઉપાસનામાં સાધકે આરૂઢ થવાનો પ્રયત્ન કરવો એજ મુખ્ય કર્તવ્ય અને પરમ પદને પામવાનો સુલભ માર્ગ છે. કોઈ કહેશે કે શ્રી દેવી ગીતા નામનું પુસ્તક ગુજરી ટીકા સાથે પ્રસિદ્ધિમાં છે તો પછી આ નવીન શક્તિગીતા કેમ પ્રસિદ્ધ કરવામાં આવી છે તે શંકાના સમાધાનમાં કેહવાનું કે દેવીગીતા કેટલેક અંશે અપૂર્ણ છે અને શ્રી શક્તિ ગીતા સંપૂર્ણ ઉપનિષદનાજ સારરૂપ છે. આ

શ્રી શક્તિગીતા વેદ-વિજ્ઞાન, સનાતન ધર્મનુ અપૂર્વ રહસ્ય, ગંભીર અધ્યાત્મ તત્ત્વથી ભરપૂર છે, તેમજ નિર્ગુણ બ્રહ્મ તથા તેની ઉપાસનાનું રહસ્ય, સગુણ ઉપાસનાનું મહત્વ, તથા વિજ્ઞાન, વેદના કર્મકાણ્ડ, ઉપાસનાકાણ્ડ તથા જ્ઞાનકાણ્ડનું મર્મ, સનાતન ધર્મના સઘળા ગંભીર સિદ્ધાંતોનો નિર્ણય, અધ્યાત્મતત્ત્વ, અધિ દૈવતત્ત્વ, અધિભૂતતત્ત્વ એ સર્વેનો સાર આ ગીતામાં જોવામાં આવે છે. જ્ઞાનકાણ્ડને વિઘ્ન કરનાર અહંકાર છે, ઉપાસનાકાણ્ડને વિઘ્ન કરનાર સામ્પ્રદાયિક વિરોધ છે, તેજ પ્રમાણે કર્મકાંડને વિઘ્ન કરનાર દંભ છે. માટે આ ગીતાનો પાઠ વિધિસર કરવામાં આવશે તો ઉપર જણાવેલાં વિઘ્ન કોઈપણ રીતે સાધકને વિઘ્ન કરશે નહીં.

## વર્ણધર્મ.

સનાતન ધર્મ એ પૃથ્વિ ઉપરના સઘળા ધર્મોના પિતા રૂપ છે, તથા તે પિતારૂપ હોવાથી સર્વ ધર્મો ઉપર સમાન દૃષ્ટિ રાખે છે, સનાતન ધર્મ કોઈપણ ધર્મ સંપ્રદાયનુ ખંડન કરતો નથી. પરંતુ વિચારવાન્ પિતા જે પ્રકારે પોતાના જૂદા જૂદા ગુણ સંપન્ન પુત્રોને પોતપોતાના ધર્મમાં તેમના અધિકાર પ્રમાણે નિયોજિત કરે છે, તેમ સનાતનધર્મ પણ સમસ્ત ધર્મ સમ્પ્રદાય, ધર્મ માર્ગ, ધર્મ પન્થ તથા ઉપધર્મોને ભિન્ન અધિકાર અનુસાર સહાનુભૂતિ સાથે કર્તવ્ય માર્ગમા પ્રેરિત કરે છે સનાતન ધર્મનો સિદ્ધાન્ત નીચે મુજબ છેઃ—

**श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात्**
**स्वधर्मेनिधनंश्रेयः परधर्मो भयावहः ॥**

**અર્થ**—વિશેષ ગુણ ન હોવા છતાં પણ જે ધર્મમાં જે ઉત્પન્ન થયો છે તેને માટે તે ધર્મજ મંગલદાયક છે પણ બીજાનો ધર્મ ઉત્તમ હોવા છતાં પણ તે ધર્મ પોતાનો નહિ હોવાથી મંગલરૂપ નથી. કેમકે

જે ધર્મમાં જેનો જન્મ થયો છે તેજ ધર્મની સ્થુલ-સુક્ષ્મ પ્રકૃતિ તેને અનુકૂલ હોય છે, અને તેથી તેજ ધર્મ તેનું કલ્યાણ કરનારો છે, માટે પોતાના ધર્મમાં મરવું એ સારૂ છે, પરતુ પારકો ધર્મ તો ભય-જનક છે એજ કારણથી પરધર્મનું સનાતન ધર્મ કદી પણ ખંડન કરતો નથી પણ પ્રશસા કરે છે, તેનો સિદ્ધાંત એવો છે કે:—

**धर्मयोबाधते धर्मोन सधर्मः कुधर्म तत् ।**
**अविरोधितुयो धर्मः सधर्मो मुनिपुंगव ॥**

**અર્થ:**—જે ધર્મ અન્ય ધર્મને દોષ આપે છે તે સદ્ધર્મ કહેવાય નહી પરતુ કુધર્મ કહેવાય છે. જે ધર્મ કોઇ પણ ધર્મનો વિરોધ કરતો નથી તેજ વાસ્તવિક ધર્મ કહેવાય છે.

ધર્મના ચાર વિભાગ છે (૧) સાધારણ ધર્મ (૨) વિશેષ ધર્મ (૩) અસાધારણ ધર્મ (૪) આપદ્ ધર્મ. આ ચાર પ્રકારના ધર્મો પૈકી હાલમાં વિશેષ ધર્મ વિષે વિવચન કરવામાં આવે છે કારણ કે તેમાં અધિકારની વિશેષતા કહેલી છે, અને તે વિશેષતા અનુસાર વિશેષ ધર્મની વ્યવસ્થા થાય છે, વિશેષ ધર્મના અનુષ્ઠાનમાં પાત્રનો વિચાર રાખેલો છે, દૃષ્ટાંત રૂપે કહેવામાં આવે છે કે આર્ય ધર્મમાં જન્મ અનુસાર વર્ણનું અસ્તિત્વ સ્વિકારવામાં આવેલું છે, તથા તે અનુસાર તેમના જૂદાં જૂદાં કર્તવ્ય નિર્દેશ કરવાંમા આવલાં છે, તેમાં આધુનિક સુધારકો મતભેદ પાડે છે, ઘણા સુધારકોની એવી માન્યતા છે કે વર્ણની ભિન્નતાને જ્યાં સુધી તોડી નાખી બધી હિંદુ જાતિની એકતા કરવામાં નહી આવે ત્યાં સુધી હિંદુ જાતિની ઉન્નતિ થવાની નથી. તેથી તેમનો મત વર્ણ ધર્મને નષ્ટ કરી સ્વરાજ્ય પ્રાપ્તિ તથા સકળ પ્રકારની ઉન્નતિ મેળવવાનો છે, પરતુ આર્ય જાતિના પ્રાચીન ઇતિહાસ

લક્ષ્યપૂર્વક વિચારવામાં આવશે તો માલુમ પડશે કે શ્રી રામચંદ્ર ભગવાનના રાજ્યકાલમાં આર્ય પ્રજા જેટલી સુખ શાંતિમાં હતી તેટલી શાંતિ ભૂતકાળમાં જોવામાં આવી નથી તેમજ ભવિષ્ય કાળમાં જોવામાં આવવાનો સંભવ નથી. તેમના રાજ્યકાળમાં વર્ણવ્યવસ્થા સંપૂર્ણ રીતે પ્રચલિત હતી, તેમણે પરશુરામને કહેલું છે કે આપ બ્રાહ્મણ છો તેથી હું ક્ષત્રિય થઇ તમારા ઉપર બાણ કેમ ચલાવી શકું? શમ્બૂક નામનો શૂદ્ર વર્ણનો મનુષ્ય તપશ્ચર્યા કરતો હતો, તે તપશ્ચર્યા કરવાનો તેને અધિકાર નહોતો, તેમજ એ શૂદ્રની તપશ્ચર્યાના પાપથી એક બ્રાહ્મણના છોકરાનું અકાળ મૃત્યુ થયું હતું. તેથી વર્ણની વ્યવસ્થા રાખવાની ખાતર તે શૂદ્રનો નાશ કરવામાં આવ્યો હતો, વર્ણ ધર્મનો નાશ કરવાથી વર્ણસંકર પ્રજા થાય છે. અને તે વિષેનું કથન કુરૂક્ષેત્રના રણ સંગ્રામમાં ગાંડીવ ધનુષ્યનો ત્યાગ કરી શ્રી અર્જુન શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રતિ વચન બોલ્યા હતા.

**कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलंकृत्स्नम धर्मोभि भवत्युत ॥**

સંગ્રામમાં પુરૂષોને મારવાથી કુલનો ક્ષય થશે, જેથી સનાતન ધર્મ પણ નાશ પામશે, કુલ ધર્મનો નાશ થવાથી કુલમાં પાપ ફેલાઈ જશે, પાપ ફેલાયાથી કુળની સ્ત્રિયો પાપિ થઈ વર્ણસંકર સન્તાનો ઉત્પન્ન કરશે એ પ્રકારે વર્ણ ધર્મભ્રષ્ટ થઇ વર્ણસંકર સૃષ્ટિ થઈ જવાથી કુળ નરકમાં પડશે આ પ્રમાણે વર્ણ ધર્મના નાશની આ શકામાં શ્રી અર્જુને યુદ્ધ નહિ કરવા માટે કહેલું છે. આ ઉપરથી જણાશે કે આર્ય ઇતિહાસનુ મનન કરવામાં આવશે તો તેથી જણાઇ આવશે કે વર્ણ ધર્મનો નાશ કરવાથી સ્વરાજ્ય પ્રાપ્તિ થવાની નથી. શ્રી કૃષ્ણ પરમાત્માને કાંઈ પણ કર્તવ્ય નહોતું છતાં તેમણે પણ વર્ણ ધર્મની રક્ષાને

માટે અવતાર ધારણ કરી વર્ણાનુસાર કર્મનું અનુષ્ઠાન કરેલું છે તેમણે સ્વમુખે ગીતામાં કહેલું છે કે:—

नमे पार्थास्ति कर्त्तव्यं त्रिषुलोकेषु किंचन ।
नानवाप्तम वाप्तव्यं वर्तएवच कर्मणि ॥

**અર્થ**:—સંસારમાં મારે કોઇ પણ પ્રકારનું કર્તવ્ય છે નહીં, તેમજ કાંઈ પણ પ્રાપ્ત કરવાનું પણ નથી, છતાં હું કર્મમાં મચી રહ્યો છું તેનુ કારણ એવું છે કે જો હું આળસ રહિત થઇ કર્મ ન કરૂં તો મારો દાખલો લઇ સંસારના લોકો પણ ચેષ્ટા રહિત થઇ પ્રમાદી થઇ જાય. આ પ્રમાણે વર્ણ ધર્મની રક્ષાની ખાતર ભગવાન્ કૃષ્ણચંદ્ર, ભગવાન્ રામચંદ્ર, મહા બળવાન અર્જુન, આદિ પુરુષો સદા કટીબધ્ધ રહેલા છે વળી ધર્મ રાજા યુધિષ્ઠિર રાજાના રાજ્યસૂય યજ્ઞમાં શ્રી કૃષ્ણ પરમાત્મા જો કે પૂર્ણાવતાર પરમાત્મા હતા છતાં પોતાનો ક્ષત્રિય કુળમાં જન્મ હોવાના કારણે બ્રાહ્મણોની સેવા કરેલી છે, વળી અંધરાજા ધૃતરાષ્ટ્રે પોતાને આત્મબોધ આપવા માટે વિદુરજીને ઘણી વિનંતી કરી છતાં તેમણે કહ્યું કે:—

शूद्रयोनावहंजातो नांतोऽन्यद् वक्तुमुत्सहे ॥

હું શૂદ્ર યોનીમાં ઉત્પન્ન થયો છું, તેથી મને ઉપદેશ કરવાનો અધિકાર નથી, એમ કહી પોતાના ભાઇને ઉપદેશ કરવામાટે સનત્કુમારોને ધ્યાન યોગથી બોલાવી ધૃતરાષ્ટ્રને ઉપદેશ કરાવ્યો છે, પણ પોતે ઉપદેશ કર્યો નથી. માટે વર્ણ ધર્મની મર્યાદાનું પાલન કરવામાં મહા પુરુષોના હૃદયમાં કેવા પ્રકારની દૃઢ ભાવના હતી તે સેહજ જણાઈ આવશે. માટે સ્થૂલ શરીરની સાથે વર્ણ ધર્મનો ઘણોજ નિકટનો સંબંધ છે, તેથી જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી વર્ણ ધર્મની રક્ષા કરી વર્ણ ધર્મનું યથાસ્થિત રીતે પાલન કરવું જોઇએ.

હવે વર્ણ ધર્મની રક્ષા કેટલી બધી ઉપયોગી છે તે વિષે વૈજ્ઞાનિક રહસ્ય સમજાવવામાં આવે છે. વર્ણ ધર્મ કોઇ મનુષ્યે બનાવ્યો નથી, પરંતુ પ્રકૃતિના ત્રણ ગુણાનુંસાર સ્વભાવથી ઉત્પન્ન થએલી સ્વાભાવિક વસ્તુ છે. પ્રકૃતિના સત્ત્વ રજ, તથા તમ એ ત્રણ ગુણ છે, જીવ તમોગુણના રાજ્યમાં ઉત્પન્ન થઇ રજોગુણમાં થઈ સત્ત્વ ગુણની તરફ જાય છે, તથા અંતે સત્ત્વ ગુણની પરાકાષ્ઠાને પામીને ગુણાતીત બ્રહ્મમાં લીન થઈ જાય છે. **આ ત્રણ ગુણોમાંથી જીવની ઉન્નતિનો ક્રમ** છે, તેને **વર્ણ ધર્મ** કહેવામાં આવ્યો છે. જ્યાં સુધી જીવ તમોગુણમાં રહે છે ત્યાં સુધી તે શુદ્ર કહેવાય છે, પણ જ્યારે તેથી આગળ વધી રજો મિશ્રિત તમો ગુણનો અધિકાર મેળવે છે ત્યારે તે વૈસ્ય કહેવાય છે, વળી જ્યારે તેથી પણ વધારે ઉન્નત થઇને રજો મિશ્રિત સત્ત્વગુણની અવસ્થાને પ્રાપ્ત કરે છે ત્યારે તેનો ક્ષત્રિય વર્ણ કહેવાય છે, તથા તેથી આગળ વધીને રજ તમોહીન શુદ્ધ સત્ત્વગુણની અવસ્થામાં આવે છે ત્યારે તેને બ્રાહ્મણ કહેવામાં આવે છે. એ પ્રકારે સંસારના ત્રણ ગુણો અનુસાર ચાર વર્ણ સ્પષ્ટ તથા અસ્પષ્ટ રૂપથી જોવામાં આવે છે આ પ્રમાણે હિન્દુ સમાજમાં ચાર વર્ણની સ્વાભાવિક વ્યવસ્થા છે. આ સ્વાભાવિક સ્થિતિનો નાશ કરવાથી હિન્દુ જાતિ ઉન્નતિ નહિ પામતાં નાશ પામશે. પૃથ્વીના અન્ય દેશોમાં પ્રાકૃત્તિક પૂર્ણતા ન હોવાથી ત્યાં ત્રણ ગુણોની પૂર્ણતા નથી અને તેથી તે સમાજોમાં વર્ણ ધર્મની સ્વાભાવિક સમાજ ગત વ્યવસ્થા જોવામાં આવતી નથી તેવી સમાજોનો સ્વભાવ જોઇ પોતાની પૂર્ણ સ્થિતિથી ચ્યુત થવા માટે જે હિન્દુ સમાજ પ્રયત્ન કરે છે તે કેટલા મૂર્ખા છે તે સહેજ જણાઈ આવશે આ વર્ણ વ્યવસ્થા કેવળ મનુષ્ય યોનિમાંજ છે એમ નહિં પણ મનુષ્યની નીચેની

યોનિમાં પણ વર્ણ ધર્મની વ્યવસ્થા જોવામાં આવે છે તૈત્તિરીય સંહિતામાં લખેલું છે કે :—"**ब्राह्मणो मनुष्याणां अजः पशूनां**" "**राजन्यो मनुष्याणामविः पशूनां**" "**वैश्यो मनुष्याणां गावः पशूनां**" "**शूद्रो मनुष्याणां अश्वः पशूनां**"

**અર્થ:**—મનુષ્યની પેઠે પશુ યોનિમાં બકરો આદિ બ્રાહ્મણ પશુ છે, સિંહ આદિ ક્ષત્રિય પશુ, ગાય આદિ વૈશ્ય પશુ, તથા શુદ્ર પશુ અશ્વ આદિ છે. પક્ષિયોમાં શુક કબુતર આદિ બ્રાહ્મણ, બાજ, તીતર આદિ ક્ષત્રિય, મોર આદિ વૈશ્ય, તથા કાગ ગીધ આદિ શુદ્ર, પક્ષી છે વૃક્ષોમાં પણ વડ અશ્વત્થ આદિ બ્રાહ્મણ, શાલ, સગવાન, આદિ ક્ષત્રિય. આમ આદિ વૈશ્ય તથા વાંસ આદિ શુદ્ર વૃક્ષ છે એ પ્રમાણે કાષ્ટ આદિમાં પણ ચાર વર્ણોની વ્યવસ્થા શાસ્ત્રમાં બતાવેલી છે.

વૃક્ષાયુર્વેદમાં લખેલું છે કે:-જે કાષ્ટ લઘુ કોમળ અને બીજા કાષ્ઠ સાથે સહજમાં મળી શકે છે તે બ્રાહ્મણ જાતિનું વૃક્ષ છે, જે કાષ્ટ લઘુ તથા દૃઢ છે તથા અન્ય કાષ્ટની સાથે મળી શકતું નથી તે ક્ષત્રિય જાતિય છે, કોમળ તથા ભારે કાષ્ટ વૈશ્ય જાતિય તથા દૃઢ અને ભારે કાષ્ટ શુદ્ર જાતિય કહેવાય છે. કાષ્ટ પ્રમાણે મૃતિકામાં પણ ચાર વર્ણ જોવામાં આવે છે જેમકે શ્વેત વર્ણની મૃતિકા બ્રાહ્મણ, લાલ વર્ણની મૃતિકા ક્ષત્રિય, પીત-પીળા વર્ણની મૃતિકા વૈશ્ય તથા કૃષ્ણ વર્ણની મૃતિકા શુદ્ર જાતિય કહેવાય છે. મનુષ્યની નીચેની યોનિયો પ્રમાણે ઉપરની દેવ યોનિયોમાં પણ ચાર વર્ણ છે તૈત્તિરીય સંહિતામાં લખ્યુ છે કે "**अग्निर्देवता अन्वसृज्यत**" "**इन्द्रोदेवता अन्वसृज्यत**" "**विश्वेदेवादेवता अन्वसृज्यन्त**" "**भूयिष्ठाहि देवता अन्वसृज्यन्त**" ઇત્યાદિ.

**અર્થ**—દેવતાઓમાં અગ્નિ આદિ દેવતા બ્રાહ્મણ છે ઇન્દ્રાદિ લોક પાલ ગણ ક્ષત્રિય છે, વિશ્વેદેવા વૈશ્ય દેવતા છે તથા બીજા અનેક શ્રેણિના દેવતા શુદ્ર છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે ત્રિગુણ મયી પ્રકૃત્તિમાં સર્વત્ર ત્રણ ગુણાનુસાર ચાર વર્ણ કેટલેક સ્થળે સ્પષ્ટ અને કેટલેક સ્થળે અસ્પષ્ટ રૂપે વિદ્યામાન છે એ પ્રમાણે સ્વભાવસિદ્ધ વર્ણ ધર્મનો જો નાશ કરવામા આવશે તો જાતિની ઉન્નતિને બદલે તે વર્ણ-જાતિનો નાશ થશે. માટે જાતિને નષ્ટ કરવાને બદલે જાતિનો સુધારો કરી દેશકાલ પાત્રાનુસાર તેનું મળતાપણુ રાખવું એજ દીર્ઘ દૃષ્ટિવાનનું કર્મ છે.

વર્ણ ધર્મનો વિસ્તાર ક્યાંસુધી છે તે બતાવવામાં આવ્યું છે હવે વર્ણ ધર્મમાં કેવી ગંભીરતા સમાયલી છે તે બતાવવામાં આવે છે. જો વર્ણ ધર્મ પ્રકૃતિનો સ્વાભાવિક ધર્મ છે તો પ્રકૃતિના સઘળા અંગો તથા ભાવો સાથે તેનો સંબધ અવસ્ય હોવો જોઇએ અર્થાત્ જ્યાં જ્યાં પ્રકૃતિનું કાર્ય છે ત્યાં ત્યાં વર્ણ ધર્મનો સંબધ માનવો પડશે. આ સંપૂર્ણ જગત્ પ્રકૃતિનું કાર્ય છે તો જ્યાંસુધી પ્રકૃતિનું કાર્ય હયાતિમાં હોય ત્યાં સુધી વર્ણ ધર્મ અવસ્ય રહેલો છેજ મનુષ્યનાં સ્થૂલ સૂક્ષ્મ, તથા કારણ એ ત્રણ શરીર ત્રિગુણમયી પ્રકૃતિના કાર્ય છે, તેથી ત્રિગુણાનુસાર વર્ણ ધર્મનો સંબધ પણ શરીરો સાથે તથા અધ્યાત્મ, અધિદૈવ, અધિભૂત એ ત્રણે ભાવો સાથે પણ અવસ્ય રહેલોજ છે અર્થાત્ ત્રણે ભાવોની પૂર્ણતાથીજ વર્ણ ધર્મની પણ પૂર્ણતા સમજી લેવી. જન્મનો સંબધ સ્થૂલ શરીરની સાથે છે, કર્મનો સંબધ સૂક્ષ્મ શરીરની સાથે છે, તથા જ્ઞાનનો સંબધ કારણ શરીરથી સાથે છે. અર્થાત્ જન્મનો સંબંધ આધિભૌતિક ભાવ સાથે, કર્મનો સંબધ આધિદૈવિક ભાવ સાથે તથા જ્ઞાનનો સંબધ આધ્યાત્મિક ભાવ સાથે રહેલો

છે. તેથી કોઇ પણ વર્ણ જયાંસુધી જન્મ, કર્મ, તથા જ્ઞાનથી પૂર્ણ નહી થાય ત્યાં સુધી પૂર્ણવર્ણ કહી શકાશે નહીં. પૂર્ણબ્રાહ્મણ તો તેજ કહેવાશે કે જે જન્મથી બ્રાહ્મણ હોય, કર્મથી બ્રાહ્મણ હોય, અને જ્ઞાનથી પણ બ્રાહ્મણોચિત હોય. પૂર્ણ ક્ષત્રિય પણ તેજ કહેવાશે કે જે જન્મથી, કર્મથી તથા જ્ઞાનથી ક્ષત્રિય વર્ણોચિત્ત હશે. એ પ્રમાણે બીજી બે વર્ણને માટે સમજી લેવાનુ છે. એ વિષે મહાભારતના અનુશાસન પર્વમાં લખ્યુ છે કે:—

**तपः श्रुतञ्च योनिश्चाप्ये तद् ब्राह्मण कारणम् ।**
**त्रिभिर्गुणैः समुदि तस्ततो भवति वै द्विजः ॥**

**અર્થ:**—તપશ્ચર્યાદિ કર્મ, જ્ઞાન તથા જન્મ એ ત્રણે વડે યુક્ત હોય તેજ બ્રાહ્મણ કહેવાય છે તેમજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણે વર્ણની પૂર્ણતાને માટે ત્રણે ગુણોની પણ અપેક્ષા છે માટે જો એ ત્રણ ગુણમાંથી એક પણ ગુણ ઓછો રહે તો તે પૂર્ણ વર્ણ કહી શકાશે નહીં. જે કેવલ જન્મથીજ બ્રાહ્મણ છે પણ બ્રાહ્મણોચિત્ત કર્મ ન કરે અથવા જ્ઞાન પ્રાપ્ત ન કરે તો તે પૂર્ણ બ્રાહ્મણ કહેવાશે નહી. એજ પ્રમાણે ક્ષત્રિયાદિકની બાબતમાં પણ સમજી લેવુ. શ્રી ભગવાન્ મનુજીએ કર્મ હીન તથા જ્ઞાન હીન બ્રાહ્મણના સંબંધમાં લખ્યું છે કે:—

જેમ લાકડાનો હાથી તથા ચામડાનો મૃગ નકલી છે તેમ મૂર્ખ બ્રાહ્મણ પણ નામ માત્ર છે જેમ કન્યા નપુંસકને દાન કરવું, ગાયને ગાય સાથે બાંધવી, અજ્ઞાનને દાન આપવું, એ નિષ્ફલ છે, તેમ અજ્ઞાની બ્રાહ્મણ નિષ્ફલ છે અર્થાત્ એવો બ્રાહ્મણ શરીરથીજ બ્રાહ્મણ કહેવાય છે. પણ કર્મ તથા જ્ઞાનથી અબ્રાહ્મણ છે એજ પ્રમાણે બાકીની ત્રણ વર્ણને માટે સમજી લેવું. આ લખવું ચારે વર્ણને માટે છે એકલા બ્રાહ્મણ વર્ણને માટે નથી.

આ સ્થળે એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે જન્મ, કર્મ, તથા જ્ઞાન એ ત્રણે સાથે વર્ણ ધર્મનો જેવી રીતે સંબંધ છે તેજ પ્રમાણે જન્મની સાથે પણ વર્ણ ધર્મનો સાક્ષાત્ તથા અતિ ઘનિષ્ઠ સંબંધ છે કેમકે પૂર્વ જન્મમાં મનુષ્યો જેવાં પ્રકારના કર્મ કરે છે તે કર્માનુસારજ બ્રાહ્મણાદિ વર્ણોમાં તેનો જન્મ થાય છે. શ્રી ભગવાન્ પતંજલિએ યોગ દર્શનમાં લખ્યુ છે કે:—

सति मूले तद्विपाको जात्यायुर्भोगः।

કરેલાં કર્મના ફલ રૂપે જીવને જાતિ, આયુ, તથા ભોગ એ ત્રણ વસ્તુઓ મળે છે. જેનાં પૂર્વ કર્મ સત્ત્વ ગુણ પ્રધાન હોય છે તેનો જન્મ બ્રાહ્મણ પિતા માતાથી થાય છે, જેમનાં પૂર્વ કર્મ રજ સત્ત્વ પ્રધાન હોય છે તેનો જન્મ ક્ષત્રિય પિતા માતાથી થાય છે તથા જેમનાં પૂર્વ કર્મ તમઃ પ્રધાન હોય છે તેમનો જન્મ વૈશ્ય પિતામાતાથી થાય છે એ પ્રકારે સત્ત્વ આદિ ત્રિગુણ તથા પૂર્વ કર્મોનુસાર જીવનો બ્રાહ્મણાદિવર્ણ તથા આર્યઅનાર્ય જાતિમાં જન્મ થાય છે. તેથીજ શ્રી ભગવાને ગીતાજીમાં પણ કહ્યું છે કે:—

चातुर्वर्ण्यं मयासृष्टंगुणकर्म विभागशः॥

**અર્થ:**—સત્ત્વ રજઃ તમ એ ત્રણ ગુણ તથા તદનુસાર કર્મોના વિભાગ પ્રમાણે ચાર વર્ણની સૃષ્ટિ કરવામાં આવી છે, મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર છે તેથી એક વર્ણનો મનુષ્ય પુરૂષાર્થ કરે તો અન્ય-વર્ણના મનુષ્યનાં થોડાં ઘણાં કર્મ કરી શકે છે, પરંતુ પૂર્વે ગુણોના અનુસાર જે સ્થૂલ શરીર બંધાઈ ચૂક્યું છે તેનું પરિવર્તન એકાએક થઈ શકતું નથી. પણ એક વર્ણનો મનુષ્ય આ જન્મમાં જેવા કર્મ કરે છે તે પ્રમાણે બીજા જન્મમાં તેનો તે પ્રમાણે વર્ણ થાય છે. વિશ્વામિત્ર,

ન્દિકેશ્વર આદિની પેઠે અસાધારણ તપ આદિ કર્મ કરીને તે કર્મના ફળથી શરીરનું ઉપાદાન કારણ બદલી શકે તો ઉચ્ચવર્ણનો પણ એકજ જન્મમાં થઇ શકે છે. પરંતુ તેમના જેવા અસાધારણ કર્મના અધિકારી બહુજ વિરલા હોઇ શકે છે, તેમાં પણ આ તમઃ પ્રધાન કલિયુગમાં તો એવા પુરૂષાર્થવાન્ ભાગ્યેજ હોય છે. ( અપૂર્ણ )

શ્રીશક્તિગીતાના પ્રથમ ખંડ પુરતુ વિજ્ઞાપન લખી, તેની સમાપ્તિ કરવામાં આવે છે જગતજનની શક્તિ માતાની કૃપા હશે તો દ્વિતીય ખંડમાં વર્ણ ધર્મ તથા તે સિવાયના ચાતુર્વર્ણનાં ધર્મોનુ રહસ્ય લખી પ્રસિદ્ધ કરવામાં આવશે.

શ્રી શક્તિ ગીતા એ સંપૂર્ણ ઉપનિષદ્‌નું રહસ્ય છે. તે એકાએક વગર વિસ્તારવાળી ટીકા વિના સમજી શકાય તેમ ન હોવાથી શ્રીશક્તિ સમાજના સેક્રેટરીઓએ સંપૂર્ણ વિવેચન સહિત શ્રી શક્તિ ગીતા પ્રસિદ્ધ કરવાનો નિશ્ચય કરેલો છે. માટે શ્રી શક્તિ સમાજના સભાસદોએ પણ તેમના સ્તુત્ય ઉદ્દેશને પરિપૂર્ણ કરવા માટે એકચિત્તે દૃઢ પ્રતિજ્ઞાવાન્ થઇ તેમની સાથે સહાનુભૂત થવા પાછી પાની કરવી નહી...તથાસ્તુ.

દ્વિતીય ચૈત્ર સુદી ૧
મંગળવાર.
સંવત ૧૯૮૨

શ્રી ચિતિશક્તિનો પરમભક્ત,

**નાનાલાલ ભાઉશંકર ભટ્ટ.**

# શ્રી શક્તિ ગીતાની વિષયાનુક્રમણિકા.

## અધ્યાય ૧ લો.

### શક્તિ તથા શક્તિમાનનો અભેદ યોગ વર્ણન.

વ્યાપકતા, ત્રણ ગુણદ્વારા સૃષ્ટિ, સ્થિતિ, ક્ષય તથા ત્રણ ભાવ અનુસાર તેમનો અનુભવ, અનેક બ્રહ્મ, વિષ્ણુ મહેશોની ઉત્પત્તિ તેમજ તેમનું તેમની શક્તિઓની સાથે મળવું, આધ્યાત્મિક, અધિદૈવિક, તથા અધિભૌતિક ભાવોથી ઋષિ દેવતા તથા પિતૃઓની ઉત્પત્તિ, ચતુર્વિધ શક્તિયોનું સ્વરૂપ તથા જગદુત્પત્તિમાં તેમની કારણતા. ... શ્લોક ૭૫–૧૦૧

(૯) મહામાયાનું સ્વરૂપ, શક્તિ તથા શક્તિમાનનો અભેદ, બ્રહ્મ, ઇશ તથા વિરાટ્ રૂપ દર્શન ... ...શ્લોક ૧૦૨–૧૧૩

## અધ્યાય ૨ જો.

## ચિત્કલા વિજ્ઞાન યોગ વર્ણન.

(૧) ભગવતીની કળાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે દેવતાઓની જિજ્ઞાસા... ... ... ... ... શ્લોક ૨–૬

(૨) દૃશ્ય પ્રપંચમાં (જગતમાં) કલારૂપે શ્રીમહાદેવીની વ્યાપકતા, ભગવતીમાં સચ્ચિદ્ભાવ, તથા આનંદભાવનું પૂર્ણકળાઓ રૂપે રહેવાપણું, શ્રી ભગવતીની એક એક કળા વડે જગતનું ઉત્પન્ન થવું, બ્રહ્મા, વિષ્ણુ મહેશમાં શ્રી ભગવતીની સોળે કળાઓની વ્યાપકતા, તેમજ પિતૃ, દેવતા, ઋષિઓ, શ્રીભગવતીની કળાવડેજ ચતુર્દશ ભુવનોમાં જ્ઞાનનો પ્રચાર કરવા માટે શક્તિવાન્ થાય છે. મારી કળાઓનો પાર નથી. શ્લોક ૭–૧૮

(૩) સપ્તર્ષિ, અન્ય ઋષિઓ, મહર્ષિઓ, તેત્રીસ દેવતા, અને નિત્ય અને નૈમિત્તિક દેવતાઓ, પિતૃગણ, પ્રજાપતિ આદિમાં કળાઓની તારતમ્યતા, તેમજ અવતારોમાં, મનુષ્યોમાં અને ઉદ્‌ભિજ્જ જીવોમાં શ્રીમહાદેવીની કળાઓની તારતમ્યતા. ... ... ... ... શ્લોક ૧૯–૩૦

(૪) મારી સોળે કળાઓ મારી આજ્ઞા રૂપી ધર્મમાં રહેલી છે, અને તેથીજ જગત્ ધારણની શક્તિ ધર્મમાં રહેલી છે.

આર્ય ધર્મ જગતના અન્ય ધર્મોને ઉત્પન્ન કરનાર છે, આર્ય જાતિના લોકો જગતના ગુરૂ છે. જુદા જુદા સમ્પ્રદાયના લોકોનો ધર્મ મારી કળા રૂપે રહેલો છે. મારીજ શક્તિ પુરુષધર્મ અને નારીધર્મ રૂપે પ્રતિષ્ઠાને પામેલી છે. વિષ્ણુ રૂપથી પ્રવૃત્તિ ધર્મ, અને શિવરૂપે નિવૃત્તિ ધર્મ થયેલો છે, તેમનું જગતમાં જગદ્‌ગુરૂપણું, નારીધર્મ રૂપે મારાં ત્રણ સ્વરૂપ (૧) મહામાયા (૨) ગૌરીરૂપા (૩) દુર્ગારૂપા, આ ત્રણ સ્વરૂપોને સતી નારી પ્રાપ્ત થાય છે...શ્લોક ૩૧–૬૪

(૫) પ્રવૃત્તિ નિવૃત્તિ ધર્મની પૂર્ણતાની અવસ્થા તથા તેના અધિકારીનું વર્ણન, ગુણના ભેદ વડે ધર્મના અંગો ઉપાંગોમાં કળાંઓનું ઓછા વત્તા પણું, વર્ણાશ્રમ ધર્મમાં કલાઓની પૂર્ણતા, વર્ણાશ્રમ ધર્મમાં નારી જાતિ મારા આદર્શરૂપ છે. સાધકોમાં ત્રિવિધ ભાવના અનુભવનું વર્ણન...શ્લોક ૬૫–૮૫

## અધ્યાય ૩ જો.

## વેદકાણ્ડત્રય યોગ વિજ્ઞાન વર્ણન.

(૧) વેદના ત્રણ કાંડનું વિજ્ઞાત તથા યોગનું રહસ્ય સાંભળવા માટે દેવતાઓની જીજ્ઞાસા, વેદના વિજ્ઞાન સાથે યોગનો સંબંધ. શ્લોક ૧–૪

(૨) યોગશક્તિનું વર્ણન, કર્મ,ઉપાસના તથા જ્ઞાનયોગનાં લક્ષણ. શ્લો.૫-૨૦

(૩) કર્મયોગના ભેદ, કર્મથી જગતની ઉત્પત્તિ, કર્મ વડે અભ્યુદય તથા કૈવલ્યનો સંબંધ સકામ, નિષ્કામ કર્મ, તે કર્મોની સાથે પ્રવૃત્તિ તથા નિવૃત્તિનો સંબંધ, તેમજ તેમની સાથે સાધારણ તથા વિશેષ ધર્મનો સંબંધ. ...શ્લોક ૨૧–૩૫

(૪) ત્રિવિધ ગતિ, સુખ તથા આનંદથી કર્મયોગમાં પ્રવૃત્તિ, વિભૂતિઓથી સુખની પ્રાપ્તિ તથા સ્વરૂપની પ્રાપ્તિથી આનંદની પ્રાપ્તિ, ... ... ...શ્લોક ૩૬–૪૧

શુદ્ધિપત્રક દ્વિતીયખંડ સાથે એકંદર જોડવામાં આવશે.

॥ श्री जगन्मात्रे नमः ॥



# श्री शक्ति गीता.

## શક્તિ તથા શક્તિમાન્‌ના અભેદ યોગનું વર્ણન.

॥ सूत उवाच ॥

गुरुदेव ! त्वया प्रोक्तं, पुराणान्यखिलानि यत् ।
विद्यन्ते स्मृतयो नूनं श्रुतितत्त्वप्रकाशिकाः ॥ १ ॥
नैकोपनिषदश्चाऽपि, पुराणनिचये ननु ।
गीतानाम्ना च विख्यातास्सन्ति तत्राऽपि भूरिशः ॥२॥

શબ્દાર્થ—હે ગુરો આપે કહ્યું હતું કે પુરાણ સર્વ વેદનું તાત્પર્ય બતાવનારી સ્મૃતિયો છે તથા પુરાણોમાં ગીતાના નામથી પ્રસિદ્ધ અનેક ઉપનિષદો ભરેલા છે ॥ ૧-૨ ॥

आदिष्टश्चाऽपि मे देव ! विबुधानां च सन्निधौ ।
प्रादुरासीन्महादेवी स्वयं ब्रह्ममयी पुरा ॥ ३ ॥

**શબ્દાર્થ**—હે દેવ ! આપે વળી કહ્યું હતું કે પૂર્વે કાલમાં બ્રહ્મમયી મહાદેવી દેવતાઓની પ્રાર્થનાથી તેમની સન્મુખ પ્રગટ થયાં હતાં ॥ ૩ ॥

रहस्यं शक्तिरुपस्य शक्तिमद्ब्रह्मणो बहु ।
श्रावयित्वा महादेवी देवान् साऽभ्यकृतार्थयत् ॥ ४ ॥

તે મહાદેવીએ તે દેવતાઓને શક્તિમાન્ બ્રહ્મનું શક્તિમય સ્વરૂપ અનેક રીતે સંભળાવી તેમને કૃતકૃત્ય કર્યા હતા ॥ ૪ ॥

त्रिलोकपावनीं दिव्यां शक्तिगीतां सुदुर्लभाम् ।
अतो मां श्रावयेदानीं, ज्ञानानन्ददयानिधे ! ॥ ५ ॥

**અર્થ**—માટે કૃપા કરીને જ્ઞાન, આનંદ તથા દયાના ભંડારરૂપ હે ગુરૂદેવ ! ત્રિલોકને પાવન કરનારી, દિવ્ય અને દુર્લભ એવી જે શક્તિગીતા તે મને સંભળાવો ॥ ૫ ॥

॥ व्यास उवाच ॥

વ્યાસજી બોલ્યા.

त्वद्भक्त्या सूत ! सद्बुद्धे ! प्रसन्नोऽस्मि न संशयः ।
विशेषतश्च ते मत्या विश्वकल्याणसक्तया ॥ ६ ॥

**अतः सूत ! समीहेऽहं तुभ्यं श्रावयितुं शनैः ।**
**पुराणशास्त्रं परमं वेदार्थप्रतिपादकम् ॥ ७ ॥**

**અર્થ**—હે સુબુદ્ધિ સૂત ! તમારી ભક્તિથી અને તેમાં પણ વિશેષ કરીને તમારી જગતના કલ્યાણમાં આસક્ત થયેલી બુદ્ધિથી હું ઘણોજ પ્રસન્ન થયો છું તેથી વેદાર્થના અર્થને પ્રતિપાદન કરનાર પુરાણ શાસ્ત્ર તમને ધીમે ધીમે સંભળાવવાને ઇચ્છા રાખું છું ॥ ૬–૭ ॥

**यतस्त्वमेव तच्छास्त्रं नृणामभ्युदयायवै ।**
**निःश्रेयसकृते चैव लोके ख्यापयितुं प्रभुः ॥ ८ ॥**

**અર્થ**—કેમકે તમેજ તે શાસ્ત્રોને મનુષ્યોના [1]અભ્યુદય તથા [2]નિઃશ્રેયસને માટે જગતમાં પ્રગટ કરવાને સમર્થ છો ॥૮॥

**श्रावये शक्तिगीतां तामिदानीं श्रूयतां खलु ।**
**महादेवीपदाम्भोज चञ्चरीकहृदा त्वया ॥ ९ ॥**

**અર્થ**—હવે હું તમને શક્તિગીતા સંભળાવું છું માટે શાંત મનથી સાંભળો, કારણ કે તમારૂં ચિત્ત સદા મહાદેવીના પદરૂપી કમલમાં સદા લીન રહે છે ॥ ૯ ॥

---

(૧) અભ્યુદય=આલોક તથા પરલોકના ભોગોની પ્રાપ્તિ તેને અભ્યુદય કહે છે. (૨) કૈવલ્ય મોક્ષરૂપ ફળની પ્રાપ્તિને નિઃશ્રેયસ કહે છે.

गीतेयं सारभूताऽस्ति सर्वोपनिषदां हिता ।
निष्कर्षः सर्ववेदानां जननी ज्ञानवर्चसाम् ॥ १० ॥

**અર્થ**—આ ગીતા સર્વ ઉપનિષદોના સારરૂપ, અને સર્વવેદોની નિષ્કર્ષ (સર્વ વેદના સાર રૂપે) તથા જ્ઞાનજ્યોતિની જનની રૂપે છે ॥ ૧૦ ॥

पुरा देवासुरे युद्धे साक्षाद्ब्रह्मस्वरुपिणीम् ।
जगदम्बां महादेवीं समाराध्य दिवौकसः ॥ ११ ॥

**અર્થ**—પૂર્વે દેવો તથા અસુરોનું યુદ્ધ થયું ત્યારે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપિણી જગદંબાની આરાધના દેવોએ કરી હતી તેથી તેમને જય પ્રાપ્ત થયો હતો ॥ ૧૧ ॥

विविधैर्विधिभिः सूत ! विजयं लेभिरे यदा ।
अम्बायज्ञमनुष्ठाय ततस्ते विधिपूर्वकम् ॥ १२ ॥

**અર્થ**—આ પ્રમાણે જય પ્રાપ્ત થવાથી તે દેવતાઓએ શ્રી અંબિકાનો નાના પ્રકારની વિધિ વડે યજ્ઞ કર્યો તેથી

दिदृक्षाञ्चक्रिरे देवीं विधूतकल्मषास्तदा ।
तस्मिन् काले तु देवर्षेर्नारदस्योपदेशतः ॥ १३ ॥

**અર્થ**—તેમના પાપ સંપૂર્ણ રીતે [redacted] જવાથી તેમને મહાદેવીના દર્શન કરવાની ઇચ્છા થતાં તે સમયમાં નારદ ૠષિ પધારવાથી તેમના ઉપદેશથી ॥ ૧૩ ॥

विविदुर्विबुधाः सर्वे यन्मणिद्वीपमुत्तमम् ।
तैर्यत्रप्यम्बिकालोकं समासाद्य महेश्वरी ॥ १४ ॥
द्रष्टु शक्या तथाऽप्येते सर्वे गन्तुं न शक्नुयुः ।
तत्र देवाः कियन्तस्तु कियन्मात्रषयस्तथा ॥ १५ ॥
क्षमन्ते गन्तुमेवाऽहो सूत ! तत्राऽप्यपेक्ष्यते ।
महादेव्या दयादृष्टिस्तां विना नैतुमीशते ॥ १६ ॥

**અર્થ**—તે સર્વ દેવોના જાણવામાં આવ્યું કે દેવી લોકરૂપી મણિદ્વીપ જે ઉત્તમ છે જ્યાં જગન્માતા મહેશ્વરીનાં દર્શન થઇ શકે છે તથાપિ તે મહાદેવીના દર્શન કરવા માટે સર્વે દેવો જઇ શકતા નથી, પણ કોઇક દેવતા તથા કોઇ ઋષિઓ જવાને સમર્થ થાય છે. તેમાં પણ હે સૂત! માહાદેવીની કૃપાદષ્ટિ વિના તે લોકમાં જઈ શકાતું નથી ॥ ૧૪-૧૫-૧૬ ॥

एवं सुविदिते तात ! भगवान् देवनायकः ।
विष्णुरुचे तदानीन्तु देवान् सम्बोध्य तानिदम् ॥ १७ ॥

**અર્થ**—હે સૂતજી ! એ પ્રમાણે જાણવાથી સર્વે દેવોના અધિષ્ઠાતા વિષ્ણુ ભગવાને સર્વ દેવોને સંબોધિને નીચે પ્રમાણે કહ્યું ॥ ૧૯ ॥

प्रभवो न यदा गन्तुं निखिलास्तत्र निर्ज्जराः ।
शक्नुवन्त्यापि ये गन्तुं देवीलोकं हि तेऽपि च ॥ २० ॥

क्षमन्ते स्वेच्छया नैतुं जगदम्बादयामृते ।
यदा तु जगदम्बायाः सर्वथाऽपेक्षिताकृपा ॥ २१ ॥
सर्व्वैरागम्यतां तर्हि ब्रह्मचक्रमनुत्तमम् ।
अस्माभिर्मिलितैर्देवैरिहाऽनुष्ठीयतां हितम् ॥ २२ ॥

**અર્થ**—જ્યારે સઘળા દેવતાઓ તે મહાદેવીના લોકમાં જઇ શક્તા નથી તેમજ જેઓ જવાની શક્તિવાળા છે તે પણ શ્રી અંબિકાની કૃપા વિના પોતાની ઇચ્છા માત્રથી જઇ શક્તા નથી, માટે સર્વે દેવો તમે અત્રે આવો અને આપણે બધા ભેગા મળીને સર્વોત્તમ હિતકારી એવા બ્રહ્મચક્રનું અનુષ્ઠાન કરીએ ॥ ૨૦–૨૧–૨૨ ॥

वयश्चेद् ब्रह्मचक्रेऽस्मिन् कृतकृत्या भवेम ह ।
अमुना ब्रह्मचक्रेण सर्व्वोत्कृष्टतमेन च ॥ २३ ॥
सर्व्वेऽभिन्नान्तरात्मानः स्वीयाभिः कर्म्मशक्तिभिः ।
स्वज्ञानेन स्वभक्त्या च जगन्मातुः पदाम्बुजे ॥ २४ ॥
शक्नुयाम वयं लब्धुमेकाग्रत्वं परं यदि ।
तदा मे दृढ विश्वासो वर्त्तते विबुधर्षभाः ॥ २५ ॥
यन्नूनं सा महादेवी स्वयमाविर्भविष्यति ।
स्वदर्शनोपदेशाभ्यामत्रैवाऽनुग्रहीष्यति ॥ २६ ॥

અર્થ—જો આરંભ કરેલા બ્રહ્મચક્રમાં આપણે સર્વે સફળ કામના વાળા થઇશું તથા આ સર્વોત્તમ ચક્રદ્વારાએ આપણે સઘળા એક અંતઃકરણવાળા થઇ આપણી ક્રિયા, શક્તિ, ભક્તિ અને જ્ઞાનવડે જગન્માતાના ચરણકમલમાં એકાગ્રતાવાળા થઇશું તો મને સંપૂર્ણ વિશ્વાસ છે કે તે મહાદેવી પોતે જાતે અતરે પધારી આપણ સર્વેને દર્શન તથા ઉપદેશ આપી કૃતકૃત્ય અવશ્ય કરશેજ ॥ ૨૧–૨૨–૨૩–૨૪ ॥

एतच्छ्रुत्वा वचो विष्णोस्तदानीं निखिलाः सुराः ।
विष्णुं चक्रेश्वरं कृत्वा भगवन्तं रमापतिम् ॥ २५ ॥
पुण्येन ब्रह्मचक्रेण सर्वश्रेष्ठत्वसंजुषा ।
उपास्तौ ते महादेव्याः प्रवृत्ताः सुसमाहिताः ॥ २६ ॥

અર્થ—એ પ્રમાણે ભગવાન્ વિષ્ણુનું વચન સાંભળીને તેજ સમયે સર્વે દેવતાઓએ રમાપતિ ભગવાન્ વિષ્ણુને પુણ્યરૂપ ચક્રેશ્વરના અધિકારી કરી બ્રહ્મચક્ર દ્વારાએ સર્વની અધિષ્ઠાત્રિ તે મહાદેવીને પ્રસન્ન કરવાને માટે જગદંબાની ઉપાસના કરવામાં સાવધાન થઇને પ્રવર્ત થયા ॥ ૨૫–૨૬ ॥

ततो विहारिणी नित्यं भक्तमानसमंदिरे ।
आद्या सैव महादेवी करुणैकनिकेतनम् ॥ २७ ॥

देवैरनुष्ठिते तस्मिन् ब्रह्मचक्रे सुदुर्लभे ।
देवाक्षिगोचरीभूय दिव्यं तेजस्वितामयम् ॥ २८ ॥
सर्वसौन्दर्य्यशोभाढ्यं परमाद्भुतदर्शनम् ।
बिभ्राणाऽलौकिकं रुपमाविर्भावमवाप ह ॥ २९ ॥

**અર્થ**—ભક્તોના પવિત્ર મનરૂપી મંદીરમાં નિત્ય વિહાર કરનારી આદ્યા તે મહાદેવી કે જે દયાના ભંડારરૂપ છે તે, દુઃખે કરીને અનુષ્ઠાન કરાતા એવા બ્રહ્મચક્ર વડે દેવો વડે આરાધના કરાવાથી દિવ્ય તેજોમય અને સર્વ સૌન્દર્યવડે શોભાયમાન અદ્ભુતરૂપ દર્શન કે જે વડે લોક ચકિત થાય તે રૂપે આવિર્ભાવને પામી દેવતાઓને સાક્ષાત્ દર્શન આપ્યાં ॥ ૨૭-૨૮-૨૯ ॥

दिवौकसोऽखिला अमी पुरस्तदा व्यलोकय-
न्नखण्डमण्डलाकृतिं विभिद्य वै तमस्ततिम् ।
अखण्डमण्डलात्मकं सुदिव्यमेकमद्भुतं
महः किमप्यहो परं प्रकाशते स्म दुःसहम् ॥ ३० ॥

**અર્થ**—શ્રી મહાદેવીનું અખંડ મંડળાકાર સ્વરૂપ, અંધકાર રાશીનો નાશ કરનારૂં, સુદિવ્ય, અદ્ભૂત, દુઃસહ જ્યોતિસ્વરૂપ સર્વે દેવતાઓએ પોતાની સમીપ જોયું ॥ ૩૦ ॥

अनन्तकोटिसूर्यतेज ओघमोघताकरं
विभासते स्म तन्महः समुज्ज्वलं मनोहरम् ।
महस्ततोऽन्तरा गलद्धिरण्य पुञ्जसन्निभा
समाविरास्त षोडशी समस्त विश्वमोहिनी ॥ ३१ ॥

**અર્થ**—તે જ્યોતિ સ્વરૂપનું વર્ણન કરવામાં આવે છે, જો અનંતકોટિ સૂર્યનાં તેજ ભેગાં કરીએ તોજ તે જ્યોતિ સ્વરૂપની તૂલ્ય થવાનો સંભવ છે. વળી તે જ્યોતિ સ્વરૂપ સંપૂર્ણ પ્રકાશમાન, મનોહર, તથા શોભાયમાન છે એવા તે જ્યોતિમય સ્વરૂપના મધ્યભાગમાં જેમ સુવર્ણનો ઢગલો આવીને પડે તેમ તથા જગતને મુગ્ધ કરનારી સોળ વર્ષની સ્ત્રીની મૂર્તિ પ્રકટ થઇ ॥ ૩૧ ॥

अपूर्व मूर्त्ति रम्बिकाऽबलास्वरुपधारिणी
बभौ समस्तविश्वनव्यभास्वरप्रभाकरा ।
सुदिव्यवस्त्रभूषणैर्विभूषिता चतुर्भुजैः
सुपाशमंकुशं तथाऽभयं वरंच बिभ्रती ॥ ३२ ॥
असौ जगद्भव स्थिति प्रणाशकारिणीश्वरी
शिवात्मनः परात्परस्य नाभिपद्ममास्थिता ।
शिवोऽपि दिव्यमंचमस्त्याधिस्वपांस्त्रिदेवयुक्-
पितृ ब्रजर्षिनिर्ज्जरा यदीयपादरुपिणः ॥ ३३ ॥

અર્થ—તે સ્ત્રીનું રૂપ ધારણ કરનારી અપૂર્વ મૂર્તિરૂપી શ્રીદેવી સંસારની નવીન દેદીપ્યમાન સર્વ શોભાની ખાણરૂપ વિરાજી રહી છે. જે શ્રીદેવીએ દીવ્ય વસ્ત્રો તથા આભૂષણો ધારણ કર્યાં છે. ચાર હસ્તોમાં એકમાં પાશ, અંકુશ, અભય તથા વર ધારણ કરેલાં છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય કરનારી તે જગદીશ્વરી શિવારૂપ ધારી પરબ્રહ્મના નાભિ-કમલમાં વિરાજેલાં છે, તે શિવારૂપ ધારી પરબ્રહ્મ દિવ્ય પલંગ ઉપર પોઢેલાં છે તે દિવ્ય પલંગના બ્રહ્મા, શિવ તથા વિષ્ણુ સહિત અનેક પિતૃ ઋષિ તથા દેવતાઓ પાયારૂપ છે. ॥ ૩૨–૩૩ ॥

**गभीरमप्यहोऽम्बिकामुखं सुचारुदर्शनं**
**जगद्विमोहकारकस्वमन्द हास्य शोभितम् ।**
**अवाचि सत्यपि स्वतस्तदाननादुदेति च**
**जगद्विमोहसाधकः स ओंध्वनिर्निरन्तरम ॥ ३४ ॥**

અર્થ—તે મહાદેવીનું મુખ સુચારૂ દર્શન તથા ગંભીર હોવા છતાં પણ જગતને મુગ્ધ કરનારૂં અને મંદહાસ્ય વડે સુશોભિત છે જો કે તેમનું મુખ નિર્વાક એટલે વાણી રહિત હોવા છતાં, તેમના મુખમાંથી જગતને મુગ્ધ કરનારી ઓંકારની ધ્વનિ પોતાની મેળે નીકળી રહી છે ॥ ૩૪ ॥

समस्ततत्त्वतो ध्रुवं बहिर्गताऽप्यसौ शिवा
जगत्स्वदिव्यशक्तिभिश्च वेविषत्यथाऽखिलम् ।
ददाति विश्वशंकरं परं निरंतरं मुहुः
प्रसादमात्मनो जगन्निवासिजीवजातये ॥ ३५ ॥

**અર્થ**—તે જગદંબા, સર્વ તત્ત્વથી અતીત હોવા છતાં પણ પોતાની દૈવી શક્તિવડે જગત્‌માં વ્યાપ્ત થઇને આ સંસારમાં સર્વનું કલ્યાણ કરવાની ઇચ્છાવાળાં એવાં તે મહાદેવી પોતાની કૃપા જગન્નિવાસી જીવ સમૂહને નિરંતર પ્રદાન કરી રહ્યાં છે ॥ ૩૫ ॥

सदात्मिका चिदात्मिका रसात्मिकाऽद्वयाऽप्यसौ
प्रपद्य सच्चिदात्मकं हि भावमात्मनैव तु ।
प्रपंचरूपधारिणी महेश्वरी द्वयात्मिका
रसात्मकस्वसत्तया समस्तविश्वमाश्नुत ॥ ३६ ॥

**અર્થ**—તે મહેશ્વરી અદ્વૈત સચ્ચિદાનંદમયી હોવા છતાં પણ સત્ તથા ચિત્ ભાવનો આશ્રય વડે દ્વૈતરૂપને ધારણ કરી આનંદ ભાવથી જગત્‌માં વ્યાપિને રહેલાં છે ॥૩૬॥

देवीं ब्रह्ममयीं समीक्ष्य पुरतस्त्वेवंविधां निर्जरा-
निष्पंदा अगिरोऽभवन्निवकियन्मूढाः क्षणंसंस्थिताः ।
पश्चान्मोहतमोविमुक्तमतयश्चैतन्यपूर्णाशयाः
शान्ता देवगणाः कृतांजलिपुटा देवीं परां तुष्टुवुः ॥ ३७॥

**અર્થ**—તે દેવતાઓનો સમુહ આવા સ્વરૂપમાં બ્રહ્મમયી દેવીનાં દર્શન થતાં થોડીવાર સ્તબ્ધ વાણીરહિત થઇ ગયા અને ભ્રાંતિમાં પડ્યા, અને કેટલાક સમય પછી ભ્રાંતિ રહિત થવાથી પૂર્ણ ચેતનપણાને પામી કૃતાંજલિ કરી તે મહાદેવીની સ્તુતિ કરવા લાગ્યા ॥ ૩૭ ॥

॥ देवाऊचुः ॥

દેવતાઓ સ્તુતિ કરે છે.

**देवि ! प्रपन्नार्त्तिहरे ! शिवे ! त्वं**
**वाणीमनोबुद्धिभिरप्रमेया ।**
**यतोऽस्यतो नैव हि कश्चिदीशः**
**स्तोतुं स्वशब्दैर्भवतीं कदाचित् ॥ ३८ ॥**

**અર્થ**—હે મહાદેવી ! આપ વાણી મન તથા બુદ્ધિથી અગોચર છો તેથી આ સંસારમાં એવો કોઇપણ નથી કે જે શબ્દ દ્વારા આપની સ્તુતિ કરવાને શક્તિમાન થાય ॥ ૩૮ ॥

**परं मनोवेगविमोहिता वयं**
**भावं भवत्या अपि वाङ्मनोधियाम् ।**
**अगोचरं द्योतयितुं समुद्यताः**
**क्षमस्व नो दोषममुं दयानिधे ! ॥ ३९ ॥**

અર્થ—હે મહાદેવી! અમે મનના વેગથી મોહિત તમારા મન, વચન તથા બુદ્ધિથી અગોચર ભાવને શબ્દો વડે પ્રગટ કરવાને તૈયાર થયા છીએ માટે હે દયાનિધિ! અમારા આ અપરાધને આપ ક્ષમા કરો ॥ ૩૯ ॥

अत्र क्षमाप्तावपि कारणं ते
महत्यपाराऽस्ति कृपैव मातः ! ।
ब्रह्मस्वरूपे ! जगदम्बिकेऽलं
दयामयीं त्वां सततं नमामः ॥ ४० ॥

અર્થ—હે માતા! અમારા ઉપર ક્ષમા થવામાં તારી અપાર કૃપા વિના બીજું કોઇ સાધન ઉપયોગી નથી હે બ્રહ્મમયી જગદંબે તમે દયાનાં સાગર છો, તમને અમારા વારંવાર નમસ્કાર છે ॥ ૪૦ ॥

परात्परा त्वं परतत्त्वरूपिणी
स्त्वतीत्य तत्त्वान्यखिलानि राजसे ।
सच्चित्त्वसाहाय्यत आत्मनापुन-
र्दाम्पत्यरूपं युगलं च बिभ्रती ॥ ४१ ॥

અર્થ—તમે તત્ત્વાતીત પરમ તત્ત્વરૂપિણી છો, તમેજ વળી એક તરફથી પુરૂષ તથા બીજી તરફથી સ્ત્રીરૂપ ધારણ કરીને તમારા ચિત્ તથા સત્ ભાવની ભાવનાવડે યુગલ દામ્પત્યરૂપ ધારણ કરી શોભી રહ્યાં છો ॥ ૪૧ ॥

तनोषि शृंगारमयीं समन्ता-
लीलाललामान्वित सृष्टिमेताम् ।
स्वानन्दसन्दोहभरप्रकाशा-
मनाद्यनन्तां जगदम्बिकेऽलम् ॥ ४२ ॥

**અર્થ**—હે ! જગદમ્બિકા ! તમારી શૃંગારમયી લીલા તેમજ સ્વાનંદનો આનંદ અનાદિ કાળથી પ્રવાહીરૂપે આ સૃષ્ટિમાં વિલસી રહ્યો છે ॥ ૪૨ ॥

लीलोदयास्ते भवतो भवत्या-
अक्षीङ्गितैः केवलमेव मातः ! ।
नानाविधस्यामितसङ्ख्यकस्य
ब्रह्माण्ड सङ्घस्य च देवि ! मन्ये ॥ ४३ ॥
सर्गस्थिति प्रत्यवहारकार्यं
भवद्विलासस्य तरंगमात्रम् ।
कर्त्तुं क्षणेनाखिलमस्यलं त्वं
नमोऽस्त्वतस्तेऽखिलशक्तिरूपे ॥ ४४ ॥

**અર્થ**—હે માતા ! આ જગત્‌માં તમારી લીલાનો ઉદય અસ્ત તમારા નેત્રના ઉઘડવાથી અને મીંચાવા માત્રથીજ થાય છે. એક મુહૂર્તમાં તમે આખા બ્રહ્માંડની સ્થિતિ અને ક્ષય કરવામાં સામર્થ્યવાન છો તેમજ એક ક્ષણમાત્રમાં જે

કાંઇ કરવાને ધારો તે કરવાને તમે સમર્થ છો તેથી તમને અમારા વારંવાર પ્રણામ છે ॥ ૪૩–૪૪ ॥

त्वं निर्गुणाकार विवर्जिताऽपि
त्वं भाव राज्याच्च बहिर्गताऽपि ।
सर्व्वेन्द्रिया गोचरतां गताऽपि
लोकाप्यखण्डा विभुरद्वयापि ॥ ४५ ॥

स्वभक्त कल्याण विवर्द्धनाय
धृत्वा स्वरुप सगुणं हि तेभ्यः ।
निःश्रेयसं यच्छसि भावगम्या
त्रिभावरूपे ! भवतीं नमामः ॥ ४६ ॥

અર્થ—હે જગદમ્બિકા તમે આકાર રહિત, ભવાતીત, ગુણાતીત, અખંડ, અદ્વિતીય, વિભુ તથા સર્વે ઇંદ્રિયોથી અગ્રાહ્ય હોવા છતાં પણ પોતાના ભક્તોના કલ્યાણને માટેજ સગુણરૂપ ધારણ કરી તમે ભાવ ગમ્ય થઇને તમારા ભક્તોને નિઃશ્રેયસનું દાન કરો છો, હે ત્રિભાવરૂપિણી ! તમને પ્રણામ છે ॥ ૪૫–૪૬ ॥

नास्त्यम्ब ! सीमा तव सत्कृपायाः
शक्ता नये भक्तगणास्त्वदीयाः
तत्त्वप्रबोधस्य प्रपूर्त्यभावाद्-
द्रष्टुं हि ते भावमयस्वरुपम् ॥ ४७ ॥

स्वाभाविकैरेव कृपाकटाक्षैः
समीहमाना ह्यनुकम्पितुं तान् ।
गुणाश्रयाद् यच्छसि दर्शनं त्वं
मुक्तिश्च तेभ्योऽभ्युदयं ददासि ॥ ४८ ॥

ज्ञातुं न शक्तास्तव देवि ! तत्त्वं
वयं न दैत्या अपि मानवाः के ।
परात्परे ! त्वाञ्च दयाम्बुराशे !
वयं नमाम त्रिगुण स्वरूपे ! ॥ ४९ ॥

**અર્થ**—હે જગદંબા તમારી કૃપાનો પાર નથી. જે ભક્તો તમારા તત્ત્વજ્ઞાનનો પૂર્ણ મહિમા જાણતા નથી તેથી તમારા ભાવમય સ્વરૂપની ભક્તિ કરવાને સમર્થ થતો નથી છતાં તમે તમારી સ્વાભાવિક કરૂણાથી તમારા ભક્તને કૃતકૃત્ય કરવાને ઇચ્છા રાખો છો, તેમજ તમારા કૃપાપાત્ર ભક્તોને તમે તમારા ગુણોના આશ્રયવડે દર્શન આપીને અભ્યુદય તથા નિઃશ્રેયસ પ્રદાન કરો છો, હે દેવિ ! તમારા તત્ત્વને અમે દેવો તથા અસુરો કોઇપણ પ્રકારે જાણતા નથી, તો મનુષ્યોની તો શી ગતિ ? હે પરાત્પરે ! હે દયામ્બુરાશે ! હે ત્રિગુણમયી ! હું તમને પ્રણામ કરૂં છું. ॥ ૪૭–૪૮–૪૯ ॥

किं वर्णनं तेऽस्ति कृपाम्बु राशे-
र्येऽज्ञानपाशैर्जडिता विमुग्धाः ।
मातमहत्त्वं परमाद्भुतं ते
किमप्यहोनैव विदन्ति भक्ताः ॥ ५० ॥

अनन्यभक्त्यैव तुकेवलं हि
भृंगायमाणास्तव पादपद्मे ।
विच्योतयस्यम्ब ! न तानपि त्वं
स्वदर्शनान्मोक्षखनेः कदापि ॥ ५१ ॥

श्री विष्णु गौरीशिवधीश सूर्य्य-
रूपासु पंचात्मक देवतासु ।
यथा रुचि त्वं प्रकटत्वमेत्य
स्थूलासुतान्वै कुरुषे कृतार्थान् ॥ ५२ ॥

**અર્થ**—હે જગન્માતા ! તમારી કૃપાનું ક્યાં સુધી વર્ણન કરૂં. તમારી શક્તિના જ્ઞાનનો પાર નહી જાણનારા તમારા વિમૂઢ અજ્ઞ ભક્તો તમારૂં તત્ત્વ લગારે જાણતા નથી છતાં તમારા ચરણકમલમાં અનન્ય ભક્તિવડે તેમના અંતઃકરણ શુદ્ધ થવાથી તેમની રૂચિ પ્રમાણે વિષ્ણુ, સૂર્ય, ગૌરી, ધીશ તથા શંભુરૂપી પંચમૂર્તિઓમાંની જે મૂર્તિમાં તમારો ભક્ત જે ભાવે ભજવા ઇચ્છા કરે છે તે રૂપે આપ

સ્થૂલ મૂર્તિમાં પ્રકટ થઇ તેમને કૃતકૃત્ય કરો છો ! એજ
તમારી પરમકૃપાનું ભૂષણ છે ॥ ૫૦-૫૧-૫૨ ॥

दैवेषु राज्येषु यदा कदाचिद्-
घोरेण देवासुर सङ्गरेण ।
उत्तिष्ठते धार्म्मिकविप्लवौघो-
दयामयि ! त्वञ्च तदैव नूनम् ॥ ५३ ॥

मातर्जगन्मङ्गलमाशु कर्त्तु-
माकृष्य तेजांस्यमलानि नोऽलम् ।
तैरेव सन्दीपितदिक्समूहैः
स्थूलं स्वरूपं विमलं दधाना ॥ ५४ ॥

हत्वाऽसुरांस्तान् कुरुषे व्यवस्थां
दैवाधिराज्यस्य विशालसीम्नः ।
एवं कदाचित्किल मर्त्यलोके
धर्म्मस्य, जाते बहु विप्लवे हि ॥ ५५ ॥

विभिन्नजीवेष्ववतीर्य्य मात-
र्हठादसाधूंन्निखिलान्निहत्य ।
साधूनवन्ती पुनरेव धर्म्म-
राज्यं सुसंस्थापयसे तदा त्वम् ॥ ५६ ॥

देशो यदा ह्रास मुपैति तं त्वं
नेतृस्वरुपे ह्यवतीर्य्य पासि ।
विष्ण्वादि पंचात्मक देवरुपे !
वयं नमामो रणचण्डिके ! त्वाम् ॥ ५७ ॥

**અર્થ**—હે જગદંબા ! જ્યારે દૈવી રાજ્યમાં ધર્મની ગ્લાનિ થવાથી અસુરો બળવાન થઇ અમને દેવોને દુઃખ આપવાને પ્રવર્ત થાય છે ત્યારે તમે અમારા નિર્મલ તેજનું આકર્ષણ કરી દિશાઓને શોભાવનારા તે પ્રકાશવડે દૈવીરૂપ ધારણ કરી અસુરોનો સંહાર કરી દૈવી રાજ્યમાં શાંતિ ફેલાવો છો, અને જ્યારે મૃત્યુ લોકમાં ધર્મની હાનિ થાય છે, ત્યારે આપ મનુષ્યનો અવતાર લઇ સાધુઓની રક્ષા કરી, અસાધુઓનો વિનાશ કરી ધર્મની ફરીથી સારી રીતે સ્થાપના કરો છો. તેમજ જ્યારે દેશની અવનતિ થવા માંડે છે. ત્યારે દેશના નેતારૂપે અવતાર લઇ દેશની રક્ષા કરો છો, હે પંચદેવમયી ! હે રણ ચંડિકે ! તમને પ્રણામ છે ॥ ૫૩–૫૭ ॥

त्वं सच्चिदानन्दमये स्वकीये
ब्रह्मस्वरुपे निजविज्ञभक्तान् ।
तथेशरुपे च विधाय्य मात:
[illegible]

निष्कामयज्ञावलिनिष्ठसाधकान्
विराट्स्वरूपे च विधाप्य दर्शनम् ।
श्रुतेर्महावाक्यमिदं मनोहरं
करोष्यहो "तत्त्वमसीति" सार्थकम् ॥ ५९ ॥
मंत्रावलीनां दृढसेतुभूते !
सृष्ट्यादिजाते ! प्रभवे ! श्रुतीनाम् ।
अनाद्यनन्तेऽखिलगे ! प्रणम्ये !
नमो भवत्यै प्रणवस्वरूपे ! ॥ ६० ॥

**શબ્દાર્થ**—હે અંબિકે ! તમે તમારા જ્ઞાની ભક્તોને સચ્ચિદાનંદમય બ્રહ્મરૂપમાં દર્શન આપો છો, ઉપાસક ભક્તોને ઇશ્વરરૂપથી દર્શન આપો છો, તથા નિષ્કામ યજ્ઞનિષ્ઠ ભક્તોને વિરાટ મૂર્તિરૂપે દર્શન આપી "તત્ત્વમસિ" મહા વાક્ય વડે તેમના સ્વરૂપનું જ્ઞાન કરો છો, હે મંત્રોના સેતુરૂપ ! હે સૃષ્ટયાદિનાં ઉત્પત્તિ અને લય કરનારાં ! હે શ્રુતિ ભગવતી ! હે સર્વ પૂજ્યે ! હે પ્રણુવ રૂપિણી મા ! તમને વારંવાર અમારા પ્રણામ છે ॥ ૫૮–૬૦ ॥

ज्ञानस्य साम्राज्यमृषिप्रकाण्डै-
रस्माभिरम्बा खिलकर्म राज्यम् ।
स्थूलं स्वराज्यं पितृभिश्च नूनं
दत्त्वाथ संरक्षयसे स्वशक्तिम् ॥ ६१ ॥

अव्यक्तरूपेऽखिलशक्तिशोभे !
व्यक्तेऽगुणे ! त्वं सगुणेऽसि मातः ! ।
विमोहिनी जीवततेरविद्या
विद्याऽपि कैवल्यप्रदा त्वमेव ॥ ६२ ॥
नित्यं तुरीयास्पदसम्प्रतिष्ठा-
विधायिनी ब्रह्ममयी त्वमेव ।
स्वाहास्वधाकार वषट्स्वरूपे !
हे देवमातर्भवतीं नमामः ॥ ६३ ॥

**શબ્દાર્થ**—હે માતા અંબિકા ! તમેજ તમારી પરમ શક્તિ ઋષિઓને પ્રદાન કરી, તેમની દ્વારાએ જ્ઞાન રાજ્યનું સંરક્ષણ કરાવો છો, અમો દેવલોક પાસે કર્મરાજ્યનું રક્ષણ તથા પિતરો દ્વારાએ સ્થૂળ રાજ્યનું એટલે સ્થૂળ જગતનું રક્ષણ કરાવો છો, હે સર્વ શક્તિમયી ! હે વ્યક્ત અવ્યક્ત રૂપિણી ! હે નિર્ગુણ સગુણા ! આપજ જીવોને મોહિત કરનાર અવિદ્યા છો, જીવને મુક્તિ આપનારી વિદ્યા છો, આપજ તુરીયપદ બ્રહ્મમયી છો, હે સ્વાહા, વધાવષટ્ રૂપિણી ! હે દેવજનની ! તમને અમારા પ્રણામ છે ॥ ૬૧-૬૩ ॥

त्वमेव मातः ! प्रतिकल्पमेव
सरस्वतीरूपमहोदधाना ।
स्वाध्यात्मशकत्यर्षिं प्रशान्तचित्त-
माविर्विधत्से च प्रणोद्यवेदान् ॥ ६४ ॥

वेदेषु संस्थापयसेऽथमंत्र-
शक्तिं हि गायत्र्यधिरूपतस्त्वम् ।
त्वमेव सावित्र्यधिरूपतश्च
यज्ञक्रिया शक्तिमथो वितन्य ॥ ६५ ॥
तत्साधकेभ्यो मनुजेभ्य आशु
निःश्रेयसंचाऽभ्युदयं ददासि ।
अतोत्रयं ज्ञान प्रदेऽतिनम्रा-
हे वेदमातर्भवतीं नमामः ॥ ६६ ॥

હે અંબિકા ! પ્રત્યેક કલ્પમાં આપ સરસ્વતીનું રૂપ ધારણ કરી, આપની અધ્યાત્મિક શક્તિવડે ઋષિઓનાં અંતઃકરણમાં પ્રેરણા કરી વેદનો આવિર્ભાવ કરો છો, ગાયત્રીરૂપથી વેદોમાં મંત્ર શક્તિનું પ્રદાન કરો છો, અને સાવિત્રીરૂપથી યજ્ઞની ક્રિયા શક્તિનો વિસ્તાર કરી મનુષ્યોને અભ્યુદય અને નિઃશ્રેયસ પ્રદાન કરો છો, હે વેદ જનની ! હે જ્ઞાન આપનાર ! અતિ નમ્રતાપૂર્વક આપને અમે પ્રણામ કરીએ છીએ ॥ ૬૪–૬૫–૬૬ ॥

॥ महादेव्युवाच ॥

શ્રી મહાદેવી બોલ્યાં.

अनुष्ठितेन युष्माभिर्ब्रह्मचक्रेण निर्ज्जराः ।
युष्माकं चैव सद्भक्त्या प्रसन्नाऽस्मि न संशयः ॥ ६७ ॥

હે દેવતાઓ! તમે બ્રહ્મચક્રવડે મારૂં અનુષ્ઠાન કર્યું તેથી તથા તમારા સર્વની શુદ્ધ ભક્તિવડે હું પ્રસન્ન થઇ છું તેમાં જરાએ સંશય નથી ॥ ૬૭ ॥

**पूर्णं कर्त्तुमहंदेवा भवतां यदभीप्सितम् ।**
**सगुणं रूपमास्थाय प्रादुर्भूताऽस्मि साम्प्रतम् ॥ ६८ ॥**

અર્થ—તમોએ જે ઇપ્સિત માટે મારૂં અનુષ્ઠાન કર્યું છે તેથી હું પ્રસન્ન થઈ છું, ને તમારી તે ઈચ્છા પૂર્ણ કરવાને હું સગુણરૂપ ધારણ કરી હાલમાં પ્રાદુર્ભૂત થઇ છું. ॥ ૬૮ ॥

**वर्त्तते भवतां देवा यत्किंचिद्वाछितं शुभम् ।**
**व्याहरन्तु भवन्तस्तत् पूरयिष्याम्यहं ध्रुवम् ॥ ६९ ॥**

અર્થ—હે દેવો! તમે જે કાંઇ શુભની ઇચ્છા કરો છો તે મારી આગળ પ્રગટ કરો, હું તમારી તે સર્વે ઇચ્છાઓ નિશ્ચય પરિપૂર્ણ કરીશ ॥ ૬૯ ॥

॥ देवाऊचुः ॥

દેવતાઓ બોલ્યા.

**महादेवि ! प्रभो ! मातर्भक्तमानसमन्दिरे ।**
**विहारिणि ! प्रसन्ने ! हे दयापूरितत मानसे ॥ ७० ॥**

**विबुधासुरसंग्रामे ह्यसुराणां पराजयः ।**
**अभूत्नो विजयो देवि ! तत्तेऽपारकृपाफलम् ॥ ७१ ॥**

**અર્થ**—હે જગજ્જનની ! હે ભક્તના મનોમંદિરમાં વિહારિણી હે કરૂણામયી ! દેવો અને અસુરના સંગ્રામમાં દુર્જેય એવા અસુરોનો તમે પરાજય કરી અમારો જય કર્યો એજ તમારી અપાર કૃપાનું ફલ છે ॥ ૭૦-૭૧ ॥

**अथवा भक्तवात्सल्य परिणामोऽस्त्ययंतव ।**
**इच्छामः साम्प्रतं त्वेतद्वाङ्मनोबुद्धय गोचरम् ॥ ७२ ॥**
**भवत्या यत्स्वरूपं हि वर्त्तते परमाद्भुतम् ।**
**ज्ञानं तस्य प्रयच्छ त्वमुपदेशं तथे दृशम् ॥ ७३ ॥**
**तवसान्निध्य सम्प्राप्तिर्येन विन्देम सत्वरम् ।**
**अमंगलं कदाचिन्नो न भवेच्च महेश्वरि ! ॥ ७४ ॥**

**અર્થ**—અથવા આ તમારી ભક્તવત્સલતાનું પરિણામ એટલે ફલ છે, અમો લોકોની એવી ઇચ્છા કે તમારૂં જે સ્વરૂપ, મન, વાણી અને બુદ્ધિથી અતીત છે તે સ્વરૂપનું અમને જ્ઞાન કરો, તથા હે મહેશ્વરી ! અમને એવો ઉપદેશ આપો કે જે ઉપદેશના બળવડે અમે સઘળા તમારી સાન્નિધ્યમાં રહીને તમારા ચરણાર્વિંદમાં ભક્તિ રાખીએ જેથી અમારૂં કદિપણ અમંગલ ન થાય ॥ ૭૨-૭૩-૭૪ ॥

॥ महादेव्युवाच ॥

મહાદેવી બોલ્યાં.

अहं हि कारणब्रह्म कार्य्यब्रह्मास्मि चाप्यहम् ।
देवाः ! कारणरूपेण सच्चिदानन्दमय्यहम् ॥ ७५ ॥
भूत्वैकाद्वैतसत्तायां भासमाना भवामि वै ।
सत्सत्तापरिविस्तृत्या ह्यहमेव पुनः सुराः ! ॥ ७६ ॥
अहंममेतिवद्द्वैतभावंचैव विभर्म्यहो ।
तदा, ममैव, चित्सत्ता पुरुषे प्रकृतौ तथा ॥ ७७ ॥
सत्सत्ता प्रकटीभूय निश्चितं विबुधर्षभाः ।
जगदानन्द सत्ताया विलासं सृजतः स्वयम् ॥ ७८ ॥*

અર્થ—હે દેવતાગણુ! હુંજ કારણ બ્રહ્મ છું તથા હુંજ કાર્ય બ્રહ્મ છું કારણ બ્રહ્મ રૂપે હુંજ સચ્ચિદાનંદમયી

---

* શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૯ શ્લોક ૧૭ જુઓ.

पिता हमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्र मोंकार ऋकसामयजुरेवच ॥ १७ ॥

હું આ જગતનો પિતા (ઉત્પન્ન કરનાર), જનની તેમજ પ્રાણીઓના કર્મનું ફલ આપનાર, તથા પિતાનો પિતા છું વિગેરે.

એ આદિ પ્રકૃતિજ આ સંસારરૂપ વૃક્ષનું મૂળ છે. (સ્કંધ ૩ અધ્યાય ૧૦ શ્લોક ૧૩ દેવી ભાગવત)

થઈ અદ્વૈત સત્તામાં ભાસમાન થાઉં છું. વળી હુંજ મારી સત્ સત્તાના વિસ્તાર દ્વારાએ હું અને મારૂં એવા દ્વૈત ભાવને ધારણ કરૂં છું. હે દેવતાઓ! દ્વૈત ભાવ ધારણ કરવામાં મારીજ ચિત્સત્તા પુરૂષ રૂપે તથા મારીજ સત્સત્તા પ્રકૃતિ રૂપે પ્રકાશ પામી આનંદ સત્તાના વિલાસ રૂપે આ જગત્‌ને હું પોતે પ્રગટ કરૂં છું અર્થાત્ સૃજુ છું ॥ ૭૫–૭૮ ॥

**तदाहमेव भूत्वा वै पुरुषो बीजदस्तथा ।**
**प्रकृतिः क्षेत्ररुपाऽस्मि कार्यब्रह्मणि भासिता ॥ ७९ ॥ ***

**અર્થ**—એ જગત્‌ને સરજવામાં હું બીજદાતા પુરૂષ છું તથા હુંજ ક્ષેત્રરૂપી પ્રકૃતિ થઇને કાર્ય બ્રહ્મ રૂપે પ્રતિત થાઉં છું ॥ ૭૯ ॥

**कार्य्ये ब्रह्म स्वरूपेऽत्र विश्वस्मिन् जंगमे मम ।**
**वर्त्तते चिद्विलासस्तु स्थावरे सद्विलासिता ॥ ८० ॥**

---

* શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૧૪ શ્લોક ૪ જુઓ.

**ममयोनिर्महद् ब्रह्म तस्मिन्गर्भं दध्याम्यहम् ।**
**संभवः सर्वभूतानां ततोभवति भारत ॥ अ. १४ श्लो. ३ ॥**
**सर्व योनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः ।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ अ. १४ श्लो. ४ ॥**

**અર્થ**—હે અર્જુન! દેવાદિ સર્વ યોનીઓમાં જે આકાર–શરીરો ઉત્પન્ન થાય છે તે સર્વ શરીરોનું મારી પ્રકૃતિ ઉત્પત્તિ સ્થાન છે અને હું બીજ આપનારો પિતા છું–ઉત્પન્ન કરનાર છું વીગેરે વધુ ભગવદ્ ગીતામાં જોવું.

અર્થ—કાર્યબ્રહ્મ રૂપી આ જગત્‌ના જંગમ પદાર્થોમાં મારૂં ચિત્ સ્વરૂપ તથા સ્થાવર પદાર્થોમાં મારૂં સત્ સ્વરૂપ વિલસી રહ્યું છે ॥ ૮૦ ॥

**ममानन्दविलासोऽसौ व्याप्नुवत् सच्चिदन्तरम् ।**
**ममैव परमानंदसत्तां समनु भावयेत् ॥ ८१ ॥**

અર્થ—મારૂં આનંદ સ્વરૂપ સ્થાવર અને જંગમ સર્વે પદાર્થોમાં વિલસી રહ્યું છે. અને તેજ મારા પરમાનંદ સ્વરૂપને લીધે મનુષ્ય જગત્‌માં આનંદનો અનુભવ કરી રહ્યા છે ॥ ૮૧ ॥

**अहमेवास्मि भोदेवाः ! सर्व्वेषामीश्वरी परा ।**
**उत्पद्यन्ते त्रिभावाश्च त्रिगुणा मत्त एव हि ॥ ८२ ॥**

અર્થ—હે દેવો! હુંજ સર્વની પરમેશ્વરી છું, ત્રણે ભાવ તથા ગુણો મારા વડેજ ઉત્પન્ન થયા છે ॥ ૮૨ ॥

**सृष्टि स्थितिलयांश्चैव त्रिगुणैरहमेववै ।**
**करोमि सततं देवाः ! जगतांनात्र संशयः ॥ ८३ ॥**

અર્થ—હે દેવતાઓ! ત્રણ ગુણવડે અનેક બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય મારા વડેજ થાય છે. એમાં જરાએ તમારે શંશય રાખવો નહી ॥ ૮૩ ॥

**मय्येवानु भवस्तेषां त्रिभावैर्भवति ध्रुवम् ।**
**नाना ब्रह्माण्डसंघं हि स्वगर्भे चाहमेव तम् ॥ ८४ ॥**

सन्धार्य्य सततंदेवाः ! देशकाल स्वरुपतः ।
अनाद्यनंत सत्तायाः कारयेऽनुभवं खलु ॥ ८५ ॥

**અર્થ**—એ જૂદાં જૂદાં બ્રહ્માંડોનો સમુદાય, મારા ત્રણ ભાવ વડેજ મારામાંજ અનુભવાય છે. એમ તમારે નિશ્ચય જાણવું. એ બ્રહ્માંડોને નિરંતર, દેશ, કાળ અને સ્વરૂપ વડે મારી અનાદિ અનંત સત્તાવડે ધારણ કરી હે દેવતાઓ! સર્વને અનુભવાવું છે ॥ ૮૪–૮૫ ॥

ब्रह्माण्डानान्तु सर्व्वेषां प्रत्येकं प्रभवास्थिती ।
विधातुं प्रलयंचापि जनये निजगर्भतः ॥ ८६ ॥

ब्रह्मविष्णुमहेशाख्यांस्त्रीन्देवान्नन्वनेकशः ।
ब्राह्मीश्च वैष्णवीं रौद्रीं स्वांशरुपां सुरर्षभाः ॥ ८७ ॥

एता अनेक शस्तिस्रः शक्तिस्तेभ्यो वितीर्य्यवै ।
ब्रह्माण्डसंध प्रत्येकसृष्टि स्थितिलयक्रियाः ॥ ८८ ॥

त्रिभिर्देवैर्यथातथ्यं साधयामि यथाक्रमम् ।
यूयं सर्व्वे च भोदेवा भावमाश्रित्य मामकम् ॥ ८९ ॥

आधिदैव मजायन्ताध्यात्मिकं च महर्षयः ।
आधि भौतिकमाश्रित्य पितरश्चाऽपि जज्ञिरे ॥ ९० ॥

**અર્થ**—હે દેવતાઓ! પ્રત્યેક બ્રહ્માંડમાં પ્રત્યેક બ્રહ્માંડની સૃષ્ટિ, સ્થિતિ તથા લયની ક્રિયા સારી રીતે

ચલાવવા માટે હું મારા કારણ રૂપ સ્થાનમાંથી બ્રહ્મા, વિષ્ણું, તથા મહેશ રૂપી અનેક ત્રણ દેવોને ઉત્પન્ન કરૂં છું. તથા તેમને મારી અંશરૂપ બ્રાહ્મી, વૈષ્ણવી, તથા રૌદ્રી એવી અનેક ત્રિવિધ શક્તિઓ તેમને આપી તેમની દ્વારાએ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરાવું છું. હે દેવતાઓ! તમે બધા મારા અધિદૈવ ભાવનો આશ્રય કરીને મારાથી પ્રકટ થયા છો, ઋષિઓ મારા આધ્યાત્મિક ભાવનો આશ્રય કરીને મારામાંથીજ પ્રકટ થયા છે તથા પિતૃઓ પણ મારા અધિભૂત ભાવથી ઉત્પન્ન થયા છે ॥ ૮૯–૯૦ ॥

असुरा अपि भोदेवा वर्त्तन्ते मद्विभूतयः ।
अहमादिश्च सर्व्वेषां व्याप्ता चास्मि दिवौकसः ॥९१॥

सर्वत्र शक्तिरूपेण निखिलं हि चराचरम् ।
नित्याद्वैतदशायान्तु शाश्वतं सुरसत्तमाः ! ॥ ९२ ॥

स्वस्वरूपे च मे देवा मच्छक्तिरवतिष्ठते ।
स्वरूपे स्वे च मे देवास्तुरीयाथा ममैव हि ॥ ९३ ॥

शक्तेर्बलाद्धि जागर्त्ति सर्वदानुभवः किल ।
सच्चिदानन्दरुपस्य त्रिभावस्य न संशयः ॥ ९४ ॥

અર્થ—હે દેવતાઓનો સમૂહ! હું સર્વની આદિ શક્તિ છું. તેથી અસુરો પણ મારીજ વિભૂતિ છે એમ તમારે

જાણવું. હુંજ શક્તિરૂપે સર્વે જગત્‌ને વ્યાપિને રહેલી છું. મારામાંજ મારી શકિત્ત નિત્ય અદ્વૈત રૂપથી રહેલી છે. મારા સ્વસ્વરૂપમાં મારીતુરીયાશક્તિનાબલથી મારા સત્, ચિત્ત તથા આનંદરૂપી ત્રણે ભાવોનો અનુભવ સદા રહેલો છે. એમાં તમારે જરાએ સંદેહ રાખવો નહી ॥ ૯૧-૯૪ ॥

दशाऽद्वैताऽनुभूयेत मच्छक्तयैव तुरीयया ।
तस्या एव तुरीयाया मच्छक्तेर्बलतः खलु ॥ ९५ ॥

निर्विकल्पसमाधिस्थै रात्मारामैर्महात्मभिः ।
जीवन्मुक्तैः प्रतीयेऽह माद्यन्तरहिते विभौ ॥ ९६ ॥

अद्वैते निर्विकारे हि स्वरुपे चिन्मयेसुराः ! ।
ममैव विबुधा नूनं शक्तिः कारणरुपिणी ॥ ९७ ॥

ब्रह्मविष्णुमहेशानां जननी नात्र संशयः ।
मत्सूक्ष्मशक्तिरेवाहो दैवींशक्ति प्रयच्छति ॥ ९८ ॥

पितृदेवर्षिवृन्देभ्यो नानादेवीस्वरुपिणी ।
जगत्स्थूलप्रपंचोऽयं स्थूलशक्तेर्ममैव हि ॥ ९९ ॥

नानाभेदान् समाश्रित्य नानारुपेषुजायते ।
स्थूलप्रपंचरुपांहि जगद्यस्य स्थ रक्षकाः ॥ १०० ॥

यूयं देवगणाः सर्व्वे स्थूलशक्तेर्ममैव च ।
परिणामस्वरुपंतज्जानीत सुरसत्तमाः ! ॥ १०१ ॥

અર્થ -મારી તુરીયા શક્તિ વડેજ અદ્વૈત દશાનો અનુભવ કરાય છે, હે દેવતાઓ! એજ તુરીયા શક્તિના બળથી, નિર્વિકલ્પ સમાધિમાં રહેલા આત્મામાં રમણ કરનારા જીવન્મુક્ત મહાત્માઓ, મારા આદી અંતરહિત, વિભુ, નિર્વિકાર અદ્વૈત ચિન્મય રૂપનું દર્શન કરે છે, મારી કારણ શક્તિ બ્રહ્મા, વિષ્ણું અને મહેશ્વરને ઉત્પન્ન કરનાર છે, એમાં જરાએ સંદેહ નથી. તેમજ મારી સૂક્ષ્મ શક્તિજ જૂદા જૂદા પ્રકારના દેવી રૂપ ધારણ કરીને ઋષિ, દેવતા તથા પિતરોને દૈવી શક્તિનું પ્રદાન કરે છે, વળી આ જગત્ના સ્થૂલ ભાવોપણ મારી સ્થૂલ શક્તિના અનંત ભેદોનાજ આશ્રય વડે ઉત્પન્ન થયા કરે છે. આ સ્થૂલ પ્રપંચમય જગત્, જેના તમે રક્ષણ કરનારા છો તે તમે બધા દેવતાઓ પણ મારી સ્થૂલ શક્તિના કાર્ય રૂપેજ છો એમ સમજવું ॥ ૯૫-૧૦૧ ॥

**अविद्यारुपमाश्रित्य ह्यहमेव जगत्सुराः ! ।**
**उत्पादये पुनश्चाहं विद्यारुपमाधिश्रिता ॥ १०२ ॥**

**जगतोऽस्य लयस्थानं बोधयामि दिवौकसः ।**
**अहं द्रष्ट्री च दृश्याच शक्तिः शक्तिमती तथा ॥ १०३ ॥**

અર્થ—હુંજ અવિદ્યા રૂપે આ જગત્ને પ્રગટ કરૂં છું, તથા હુંજ વિદ્યા રૂપે જગતના લય સ્થાનનો લક્ષ્ય કરાવું

છું. હુંજ દશ્ય તથા દષ્ટા છું. હુંજ શકિત તથા શક્તિમાન છું ॥ ૧૦૨–૧૦૩ ॥

**शक्तिशक्तिमतोर्भेदं तत्त्वज्ञान विवर्जिताः ।**
**बालिशाएव पश्यन्ति न तत्त्वज्ञानिनोजनाः ॥ १०४ ॥**

**અર્થ**—શક્તિ તથા શકિતમાનનો ભેદ તત્ત્વજ્ઞાન રહિત મૂર્ખ જીવજ માને છે. તત્ત્વજ્ઞાનિ પુરૂષો માનતા નથી ॥ ૧૦૪ ॥

**अभेदज्ञानसम्पन्नाः शक्तेः शक्तिमतस्तथा ।**
**तत्त्वज्ञाननदीष्णाता ज्ञानाब्धिपारदर्शिनः ॥ १०५ ॥**
**सात्विकाभेदसज्ज्ञान बलान्मां माप्नुवन्त्यहो ।**
**अहमेव पराभक्तया ज्ञानिनो विबुधर्षभाः ॥ १०६ ॥**
**सन्निधौ भक्तवर्गस्य प्रादुर्भावमत्राप्नुयाम् ।**
**ब्रह्मेश्वर विराड्रूप-त्रिभावेषु न संशयः ॥ १०७ ॥**

**અર્થ**—શક્તિ તથા શકિતમાનના અભેદ જ્ઞાનમાં પારંગત તત્ત્વજ્ઞાની મહા પુરૂષ સાત્વિક અભેદ, જ્ઞાનના બલથી મનેજ પ્રાપ્ત થાય છે. હે! દેવતાગણો! હુંજ જ્ઞાની ભક્તના સમ્મુખ પરાભકિત દ્વારાએ બ્રહ્મ, ઇશ, વિરાટ એમ ત્રણ ભાવે પ્રગટ થાઉં છું એમાં જરાએ સંદેહ રાખવો નહી ॥ ૧૦૫–૧૦૭ ॥

ते तत्त्वज्ञानिनो भक्ता ज्ञानिनो ये परात्परम् ।
तत्त्वातीतश्चमेतत्त्वं बुध्यन्ते साधु निर्ज्जराः ! ॥ १०८ ॥

मां कदाचिदनाद्यन्त विराड्रूपस्य धारिणीम् ।
निरीक्षन्ते कदाचित्तु नाना शृंगार भास्वरम् ॥ १०९ ॥

सगुणंमेऽद्भुतंरुप-मुपासीना निरन्तरम् ।
देवा अनुभवन्त्येव ब्रह्मानन्दमलौकिकम् ॥ ११० ॥

समाधिस्थाः कदाचित्तु तत्त्वातीतं परात्परम् ।
महात्मानश्च मे तत्त्वं सम्प्रत्येतुं समीशते ॥ १११ ॥

अचिन्त्यं केवलाद्वैत ज्ञानलोचन गोचरम् ।
दशामेतां समासाद्य मद्भक्ता ज्ञानिनोऽमराः ! ॥ ११२ ॥

स्वरुपं मेऽधिगच्छन्ति परमानन्दसागरम् ।
नात्रकश्चन सन्देहो विद्यते विबुधर्षभाः ! ॥ ११३ ॥

---

શ્રી શક્તિગીતાના શ્લોક ૧૧૧ થી ૧૧૩ સુધીનું વિવેચન. શ્રીમદ્ ભગવદ્ ગીતા શ્લોક સાથે સમીચીનપણું.

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वा स्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाण मृच्छति ॥ अ. २ श्लो. ७२ ॥

**हे पार्थ**-હે અર્જુન ! **एषा**-ઉપરનો એટલે અધ્યાય ૨ જા ના શ્લોક ૭૨ માં **ब्राह्मी स्थितिः**=બ્રહ્મ-પરમાત્મા સંબંધી સ્થિતિ છે. **एनां**=આ સ્થિતિને, **प्राप्य**=પ્રાપ્ત થઈને, **नविमुह्यति**=મનુષ્ય મોહિત

**અર્થ**—હે દેવતાગણ ! જે મારા તત્ત્વાતીત પરમતત્ત્વનું રહસ્ય જાણે છે તે તત્ત્વજ્ઞાની જ્ઞાની ભક્ત છે. તે કોઇવાર મને અનાદિ અનંત વિરાટ્રૂપે જુએ છે, કોઇવાર તે ભક્તો નાના પ્રકારના શ્રૃંગારમય અદ્‌ભૂત સગુણરૂપની ઉપાસના કરે છે, અને તેથી મારા અલૌકિક બ્રહ્માનંદના સ્વરૂપને નિરંતર અનુભવે છે, તથા કોઇવાર તે મહાત્માઓ સમાધિસ્થ થઇને મારા તત્ત્વાતીત, કેવલ અદ્વૈત, અચિન્ત્ય પરમ તત્ત્વનો

---

થતો નથી. **अस्यां**=આ સ્થિતિમાં, **अन्तकाले अपिस्थित्वा**=અંત અવસ્થામાં સ્થિત થવા છતાં પણ **ब्रह्मनिवार्ण**=મોક્ષને (જન્મ મરણ ફરીથી ન થાય તે) **ऋच्छति**=પ્રાપ્ત થાય છે. કોઈ શંકા કરે કે જ્યારે ગૃહસ્થ તથા સંન્યાસી એ બને સ્થિતિવાળાને મોક્ષ મળતો હોય તો અત્યંત કષ્ટકર સંન્યાસ આશ્રમની શી જરૂરીયાત છે? સમાધાનઃ-ગૃહસ્થાશ્રમમાં રહી જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઘણા પ્રતિબંધ તથા વિઘ્ન આવવાનો સંભવ છે. માટે મુમુક્ષુ પુરૂષને સંન્યાસ આશ્રમની અત્યંત અપેક્ષા શાસ્ત્રે પ્રતિપાદન કરેલી છે. એવું અતરે "**ब्राह्मी स्थितिः**" એ શબ્દ વડે સૂચવવામાં આવ્યું છે. આ બ્રાહ્મી સ્થિતિને પ્રાપ્ત થયા પછી સંન્યાસીને વિમોહ થવાનો વધારે સંભવ નથી, પરતુ ગૃહસ્થાશ્રમમાં રહેનારાને દ્રવ્યાદિની હાની થવાથી મોહ થવાનો ઘણો સંભવ છે. મોહ થવાથી તેનું ચિત્ત વિક્ષિપ્ત થાય છે, અને તેથી તે પરમાર્થમાં વિવેકશૂન્ય થાય છે. માટે સર્વ કર્મના સંન્યાસપૂર્વક આ બ્રહ્મનિષ્ઠામાં આખરની અવસ્થામાં જો એકાદો મુમુક્ષુ સ્થિત થાય છે તો તેને મોક્ષ મળે છે. આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસ લીધા પછી એકાદો મુમુક્ષુ જ્યારે મોક્ષને પામે છે, તો બ્રહ્મચર્યાશ્રમથી સંન્યાસ આશ્રમ કરનારો મુમુક્ષુ

અનુભવ કરવાને સમર્થ થાય છે. આ દશાને પહોંચવાથી હે દેવતાગણો ! મારા જ્ઞાની ભક્તો, મારા પરમાનંદ સાગરરૂપ સ્વરૂપનેજ પ્રાપ્ત થાય છે એમાં જરાએ સંદેહ નથી ॥ ૧૦૮–૧૧૩ ॥

**इति श्री शक्तिगीता मूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे महादेवीदेवसम्वादे शक्तिशक्तिमतोरभेद योगवर्णनं नाम प्रथमोध्यायः ।**

**અર્થ**—આ પ્રમાણે શ્રી શક્તિ ગીતોપનિષદ્‌ના બ્રહ્મ વિદ્યા સંબંધી મહાદેવી તથા દેવતાના સવાદ નામને યોગ-શાસ્ત્રના શક્તિ તથા શકિતમાનના અભેદ યોગવર્ણન નામને પ્રથમ અધ્યાય સમાપ્ત.



મરતા સુધી બ્રહ્મમાંજ સદા નિમગ્ન રહે તેને બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત થાય એમાં શું કહેવુ ? માટે શ્રી શક્તિગીતાના શ્લોક ૧૧૧ થી ૧૧૩ માં વર્ણન કર્યા પ્રમાણેનું કથન અને શ્રીમદ્ ભગવદ્ ગીતાના બીજા અધ્યાયના શ્લોક ૭૨ માં જણાવેલો અભેદ ભાવ સમીચીન છે. એટલે શક્તિગીતા પણ ઉપનિષદોના દોહનરૂપ છે. એ મુમુક્ષુઓએ જરાપણ ભૂલવું જોઇએ નહી.

## ॥ चित्कला विज्ञानयोग वर्णनम् ॥

### અધ્યાય ૨ જો.

### ચિત્કલા વિજ્ઞાન યોગ વર્ણન.

---

॥ देवाऊचुः ॥

देवमातर्जगन्मातर्ज्ञानदे ! ब्रह्मरुपिणि ! ।
नैवासीद्विदितं किञ्चित्स्वरुपं ते यथार्थतः ॥ १ ॥

દેવતાઓ બોલ્યા.

**અવતરણિકા**—દેવતાઓ શ્રી ભગવતીની કળાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જીજ્ઞાસા બતાવે છે. શ્લોક ૨ થી ૭.

**અર્થ**—હે દેવ જનની ! હે જગત્ જનની ! હે બ્રહ્મરૂપિણી ! હે જ્ઞાન આપનારી! અમને આપના યથાર્થ સ્વરૂપનું કાંઈપિણ જ્ઞાન ન હોવાથી ॥ ૧ ॥

महामान्ये ! महादेवि ! महाहङ्कार मोहिताः ।
किंकर्त्तव्यविमूढावै अत आस्म पुरा वयम् ॥ २ ॥

**અર્થ**—હે પરમ માનનીયા મહાદેવી ! અમે, પૂર્વે અહંકારથી વિમોહિત થયા હતા, તેથી અમારૂં શું કર્તવ્ય છે તે અમે જાણતા ન હોતા ॥ ૨ ॥

अखण्डश्च तवाद्वैतं स्वरुपं त्वन्मुखाम्बुजात् ।
निशम्याद्य वयं मातः ! शक्ति शक्तिमतोस्तथा ॥ ३ ॥

अभेदं ननु विज्ञाय तं तत्त्वज्ञानमूलकम् ॥
तत्त्वज्ञानप्रसूं दिव्यामन्तर्दृष्टिमवाप्नुम ॥ ४ ॥

**અર્થ**—હે માત: ! આજ આપના મુખાર્વિન્દથી આપના અખંડ અદ્વૈત સ્વરૂપનું શ્રવણ કરીને તથા શક્તિ અને શક્તિમાનમાં તત્ત્વજ્ઞાન મૂલક અભેદ છે એમ જાણીને તત્ત્વજ્ઞાન ઉત્પન્ન કરનારી દિવ્ય અન્તર્દષ્ટી અમને પ્રાપ્ત થઇ છે ॥ ૩-૪ ॥

साम्प्रतं सफलंविद्मो निजास्तित्वं न संशयः ।
इदानीं दयया देवि ! स्वकलावर्णनं कुरु ॥ ५ ॥
येन चानुभवं कर्तुं भवत्याः सर्वथा वयम् ।
शक्नुयाम जगन्मातः ! कलारूपेण सर्वतः ॥ ६ ॥

**શબ્દાર્થ**—હવે અમે નિ:સંદેહ અમારો જન્મ સફળ માનીએ છીએ, હે જગન્માત: ! હે દેવી ! હવે આપ કૃપા કરીને આપની કળાઓનું અમારા પ્રતિ વર્ણન કરો, કે જેથી અમે સર્વત્ર કલારૂપથી આપના દર્શન કરવામાં સર્વથા સમર્થ થઇએ ॥ ૫-૬ ॥

॥ महादेव्युवाच ॥

दृश्य प्रपञ्चजातेऽस्मिन्निखिले सचराचरे ।
अभिव्यक्ताऽस्मि भोदेवाः ! कलारूपेण सर्वतः ॥ ७ ॥
परं दृश्यप्रपञ्चस्तु नैवास्ते मयि निर्जराः ।
मय्यास्ते पूर्णसद्भावः कलाषोड़शकान्वितः ॥ ८ ॥

**चिद्भावानन्दभावौ स्तः कलापूर्णौ च मय्यतः ।**
**कलाषोडशकोपेत सच्चिदानन्द मय्यहम् ॥ ९ ॥**

મહાદેવી બોલ્યાં.

**અર્થ**—હે દેવતાઓ! આ ચર અને અચર અખિલ દૃશ્ય પ્રપંચ સમૂહમાં (જગત્‌માં) મારી કળારૂપથી હુંજ વ્યાપક રૂપે અભિવ્યક્ત થઇ છું. તેમ છતાં હે દેવતાઓ! આ દૃશ્ય પ્રપંચ મારામાં રહેલો નથી. મારામાં સત્‌ભાવ પૂર્ણ રૂપે, ચિત્તભાવ પૂર્ણ રૂપે, તથા આનંદભાવ પૂર્ણ રૂપે સોળે કળાઓમાં રહેલો છે તે કારણથી હું સોળે કળાઓ વડે યુક્ત સચ્ચિદાનંદ સ્વરૂપા છું ॥ ૭–૮–૯ ॥ *

---

*શ્રી શક્તિ ગીતાનો અધ્યાય ૨ જો શ્લોક ૮ આઠમાનું રહસ્યઃ- **परंदृश्य प्रपञ्च स्तुनैवास्तेमयि निर्जराः** અર્થઃ-**તેમ છતાં દૃશ્ય મારામાં નથી.** તેજ અર્થનો શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો શ્લોક ૧૨ અધ્યાય ૭ મો **येचैवसात्त्विकाभावा राजसास्तामसाश्चये । मत्तएवेतीतान्विद्धि नत्वहंतेषु-तेमयि ॥ १२ ॥** વળી જેઓ બીજા પણ સાત્ત્વિક અને જેઓ રાજસ તથા તામસ ભાવો છે, તેઓ મારાથીજ ઉત્પન્ન થયા છે એમ જાણ **તેઓમાં હું નથી, પણ તેઓ મારામાં છે.**

**રહસ્યઃ**-હું સત્ય રૂપે છું અને દૃશ્ય પ્રપચ મારામાં કલ્પિત રૂપે છે. કલ્પિત પદાર્થ અધિષ્ઠાનની સત્તા વડેજ પ્રતિત થાય છે. આ સર્વ દૃશ્ય પ્રપચ સ્વતઃ સત્તા શૂન્ય હોવાથી મારામાં નથી. દોરડીમાં સાપની પેઠે મારામાં કલ્પિત છે.

સત્ત્વગુણ પ્રધાન પદાર્થો દેવો, બ્રાહ્મણો, ઋષિઓ અને સાકર

यतोऽहं सच्चिदानन्दभावैः पूर्णैश्चपूरिता ।
अन्तःपूर्णा वहिःपूर्णा पूर्णाऽतोऽस्मि च सर्वथा ॥ १० ॥

**અર્થ**—મારામાં પૂર્ણ સચ્ચિદાનંદ ભાવ વિદ્યમાન હોવાથી હું અંતર અને બહાર સર્વ પ્રકારે પૂર્ણ છું ॥ ૧૦ ॥

सच्चिदानन्द भावानां नन्वेकैक कलाश्रयः ।
दृश्यमपञ्चपुञ्जोऽयं समुद्भूतोऽखिलो मम ॥ ११ ॥

**અર્થ**—આ સમસ્ત દૃશ્ય પ્રપંચ મારા સત્‌ભાવની એક કળા વડે, મારા ચિદ્‌ભાવની એક કળા વડે અને મારા આનંદ ભાવની એક કળા વડે ઉત્પન્ન થયો છે ॥ ૧૧ ॥

एतास्तिस्त्र स्त्रिभावानां विश्वंव्याप्यनुवर्ते कलाः ।
आधिदैविक माध्यात्मं रूपं धृत्वाऽधिभौतिकम् ॥ १२ ॥

**અર્થ**—મારી એ ત્રણ કળાઓ અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત રૂપ ધારણ કરીને આ દૃશ્ય જગતમાં વ્યાપ્ત થઇને રહેલી છે ॥ ૧૨ ॥

आध्यात्मिक्यः कलाः सर्वा मम षोडशसङ्ख्यकाः ।
प्रपूर्य्यन्ते शिवेऽतोऽसौ महर्ष्यादिजगद्‌गुरुः ॥ १३ ॥

---

વગેરે સાત્ત્વિક ભાવો. રજોગુણ પ્રધાન પદાર્થો, યક્ષો, ગંધર્વો અને મરિચ-મરચાં આદિ પદાર્થો તે રાજસ ભાવો. અને તમોગુણ પ્રધાન પદાર્થો રાક્ષસો, પિશાચ, શૂદ્ર ને ગાજર આદિ પદાર્થો તે તામસ ભાવો છે એ સર્વ પદાર્થો તે તે ગુણોની ઉપાધિ રૂપ જગત્‌નું બીજ જે હું છું તેનાથી ઉપજ્યા છે એમ જાણ. સત્ત્વાદિ ગુણાત્મક રૂપે હું તેનું કારણ હોવાથી તેઓ મારામાં છે. ( શંકરાનંદી ટીકા )

**અર્થ**—મારી આધ્યાત્મિકા સોળ કળાઓની પૂર્ણતા શિવમાં પ્રકાશિત હોવાથી તે, સઘળા ઋષિઓના આદિ તથા સમગ્ર જગતના ગુરૂ છે ॥ ૧૩ ॥

**मत्कला आधिदैविकयः मयूर्यन्ते यतोहरौ ।**
**अतोदेवादिदेवोऽयं विश्वस्मिन् विष्णुरुच्यते ॥ १४ ॥**

**શબ્દાર્થ**—મારી અધિદેવ કળાઓની સંપુર્ણતા વિષ્ણુમાં રહેલી છે તેથી સંસારમાં તે દેવાદિ દેવ કહેવાય છે. અર્થાત્ તે દેવોના પણ આદિ દેવ કહેવાય છે ॥ ૧૪ ॥

**ममवतारसङ्घोऽपि विष्ण्वंशैरेव जायते ।**
**विधौ षोड़स पूर्यन्तेह्यधिभूतकलामम ॥ १५ ॥**
**अतः प्रजापतीनांचाऽसावस्त्यादिः पितामहः ।**
**ममाध्यात्मकलानांच षोड़शानां पुराऽमराः ! ॥ १६ ॥**
**भूत्वा सप्तर्षिवर्गेषु विकाशो यातिहेतुताम् ।**
**अनेकेषां महर्षीणां ज्ञानविस्तार कारिणाम् ॥ १७ ॥**

**શબ્દાર્થ**—માટેજ મારા જેટલા અવતારો થાય છે. તે વિષ્ણુના અંશ વડે આવિર્ભૂત થાય છે, મારી અધિભૂત કળાઓની પૂર્ણતા બ્રહ્મામાં રહેલી છે અર્થાત્ બ્રહ્મારૂપે હું મારી અધિભૂત કળાનો પ્રકાશ કરૂં છું. અને તે કારણને લીધે બ્રહ્મા પ્રજાપતિઓના આદિ તથા પિતામહ કહેવાય છે. હે દેવતાઓ ! મારી અધ્યાત્મ ષાડશ કલાઓનો વિકાસ પ્રથમ સપ્તર્ષિઓમાં થાય છે. એ સપ્તર્ષિઓમાંથી

જ્ઞાન આપનારા અનેક ઋષિઓ ઉત્પન્ન થાય છે. ॥૧૫-૧૬-૧૭॥

**कला विशेषमेतासां संदधाना वितन्वते ।**
**अवतीर्य्यर्षयो ज्ञानं लोकानेत्य चतुर्दश ॥ १८ ॥**

**શબ્દાર્થ**—મારી એ કળાઓના વિશેષ ભાવો પોતામાં ધારણ કરી ઋષિઓનો અવતાર સમૂહ ચતુર્દશ ભૂવનોમાં મારી એ કળારૂપી જ્ઞાનનો વિસ્તાર કરે છે. અર્થાત્ ઋષિઓની દ્વારાએ બધા ભૂવનોમાં મારા જ્ઞાનનો આવિર્ભાવ થાય છે ॥ ૧૮ ॥

**समासाद्याऽऽधिदैवीर्मे कलाः षोड़शसंख्यकाः ।**
**वसवोऽष्टौ यमेन्द्रौ च रुद्रा एकादशामराः ॥ १९ ॥**
**द्वादशादित्यसम्मिश्रा देवास्त्रिंशत् त्रयस्तथा ।**
**प्रादुर्भवन्त्यमी सर्व्वे नित्या नैमित्तिकास्ततः ॥ २० ॥**
**व्यवस्थां कर्म्मराज्यस्य प्रादुर्भूय प्रकुर्वते ।**
**अनेके पितरश्चैवं ये प्रजापतयोदश ॥ २१ ॥**
**षोड़शालभ्य कुर्व्वन्तितेऽधि भूतकलामम ।**
**नानावैचित्र्यपूर्णायाः सृष्टेरस्या व्यवस्थितिम् ॥ २२ ॥**

**શબ્દાર્થ**—કર્મ રાજ્ય ( કર્મ લોકની ) ની સારી રીતે વ્યસ્વથા રાખવામાટે મારી અધિદૈવ નામની સોળે કળાઓમાંથી આઠ વસુ, એકાદશ રૂદ્ર, બાર આદિત્ય, યમ, ઇન્દ્ર એ તેત્રીસ દેવતા, તથા અનેક નિત્ય અને નૈમિત્તક દેવતાઓ પ્રકટ થઇ કર્મરાજ્યની સારી રીતે વ્યવસ્થા રાખે છે. એ

પ્રમાણે અધિભૂત નામની મારી સોળે કળાઓનું અવલંબન કરીને દશ પ્રજાપતિ, તથા અનેક પિતૃ દેવતાઓનો સમુદાય પ્રકટ થઈ જૂદી જૂદી વિચિત્રતાથી પૂર્ણ એવી સૃષ્ટિની સારી રીતે વ્યવસ્થા રાખે છે. ॥ ૧૯–૨૦–૨૧–૨૨ ॥

**अन्तिकं नृंश्चमेनेतुं नितरामग्रगामिनः ।**
**व्याप्ताप्यस्यां कलारुपाज्जगत्यां सर्वतः सुराः ! ॥ २३ ॥**
**अद्वितियाऽहमेकास्मि शुद्धा बुद्धा च शाश्वती ।**
**सीमानास्त्येत्र मोदेवाः ! कलाविश्लेषणस्यमे ॥ २४ ॥**

**શબ્દાર્થ**—તથા તે પ્રજાપતિઓ અને જુદા જુદા ઋષિગણો આ જગતમાં મનુષ્યોને સદા મારા તરફ વાળવા માટે પોતાના ચારિત્ર્યથી પ્રયત્ન કર્યા કરે છે હે દેવતાઓ ! હું કળા રૂપે આ જગતમાં વ્યાપ્ત થઇને રહેલી છું છતાં હું એક અદ્વિતીય, શુદ્ધ, બુદ્ધ તથા નિત્ય છું. મારી કળાઓનો વિસ્તાર કરવા બેસું તો તેનો અંત આવે તેમ નથી. અર્થાત્ મારી કળાનો પાર નથી ॥ ૨૩–૨૪ ॥ *

---

*सीमामास्त्येव भोदेवाः ! कलाविश्लेषणस्यमे ॥ ૨૪ ઉત્તરાર્ધ ॥

હે દેવતાઓ ! મારી કલાના વિસ્તારનો પાર નથી.

શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૧૦ મો શ્લોક ૪૦

नांतोऽस्तिममदिव्यानां, विभूतिनां परंतप ।
एषतूद्देशतः प्रोक्तो, विभूतेर्विस्तरोमया ॥

હે શત્રુને તાપ પમાડનાર ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી, આ મેં–મારી–વિભૂતિનો વિસ્તાર એક દેશે કરીને કહ્યો છે.

शक्तेर्मय्यवतिष्ठन्ते कलाः षोड़श सर्वदा ।
अतोहं सर्व्व शक्तिनामस्म्याधार स्वरुपिणी ॥ २५ ॥

અર્થ—મારામાં શક્તિની સોળે કળાઓ સદા રહેલી હોવાથી સર્વ શક્તિઓનો આધાર રૂપિણી હું છું ॥ ૨૫ ॥

कलारुपैः कलापूर्णा शक्तिः सामेऽश्नुते जगत् ।
तस्यास्तासां कलानान्तु वित्तभेदाननेकशः ॥ २६ ॥

અર્થ—કળાઓ વડે ભરપુર એવી મારી શક્તિની કળાઓના અનેક પ્રકારો છે તે તમને હું જણાવું છું ॥ ૨૬ ॥

ममैवैका कला शक्तेरुद्भिज्जेषु विकाशते ।
स्वेदजेषु कलाद्वैतमण्डजेषु कलात्रयम् ॥ २७ ॥
चतस्त्रश्च कलाभान्ति जरायुजगणेऽखिले ।
पंचकोष मपूर्णत्वान्मर्त्येषु प्रायशोऽमराः ! ॥ २८ ॥
आकलापंचकादष्ट कलानूनं चकासति ।
नवारभ्य कला आवत्षोड़शं मे यथायथम् ॥ २९ ॥
सम्बिकाश्यावतारेषु नाना केन्द्रोद् भवेषुच ।
कुत्रचिन्मे मपूर्यन्तेऽवतारे पूर्ण संज्ञके ॥ ३० ॥

શબ્દાર્થ—મારી શક્તિની એક કળા ઉદ્‌ભિજ્જ જીવોમાં રહેલી છે, સ્વેદજ જીવોમાં બે કળાઓ રહેલી છે. અંડજ જીવમાં ત્રણ કળાઓ રહેલી છે અને જરાયુજમાં ચાર કળાઓ રહેલી છે. અર્થાત્ એક, બે, ત્રણ અને ચાર એવી

રીતે ક્રમથી કળાઓનો વિકાસ થાય છે. હે દેવતાઓ! પંચકોષવાળા મનુષ્યો પૂર્ણ અધિકારી હોવાથી તેમનામાં પાંચથી આઠ કળા સુધીનો વિકાસ થાય છે. તથા સાધારણ રીતે જૂદા જૂદા કેન્દ્રોમાંથી આર્વિભૂત થયેલા મારા અવતારોમાં નવથી સોળ કળાઓ સુધી વિકાસ થાય છે. અને મારા પૂર્ણાવતારમાં મારી સોળે કળાઓનો પૂર્ણ વિકાસ થાય છે ॥ ૨૭-૩૦ ॥

मच्छक्तेः षोड़शानान्तु कलानामस्ति पूर्णता ।
मदाज्ञारूप धर्म्मेऽतो ज्ञेयो धर्म्मः सनातनः ॥ ३१ ॥

શબ્દાર્થ—મારી શક્તિની સોળે કળાઓની પૂર્ણતા મારી આજ્ઞારૂપી ધર્મમાં રહેલી છે માટે મારી આજ્ઞાનેજ સનાતનધર્મ જાણવો ॥ ૩૧ ॥

अस्त्यतः सर्व्वधर्म्माणा माश्रय स्थल मुत्तमम् ।
स्थूल सूक्ष्मात्मकं विश्वं समस्तं सचराचरम् ॥ ३२ ॥
मदादेशात्मको धर्म्मो नित्यमेव बिभर्तिसः ।
धर्म्मे शक्तेर्हिमे पूर्णाः कलाः षोड़शसंख्यकाः ॥ ३३ ॥
आर्य्यजातीयधर्म्मेषु विद्यन्ते विबुधर्षभाः ! ।
आर्य्यजातीरतोऽन्यासामस्त्याद्यः शिक्षकोगुरुः ॥ ३४ ॥
आर्य्यधर्म्मोऽन्यधर्म्माणां जनकः पालकोऽस्तिच ।
नात्र कश्चन सन्देहो विद्यतेऽदितिनन्दनाः ! ॥ ३५ ॥

**શબ્દાર્થ**—ઉપરના કારણથી સર્વે ધર્મોનું હું ઉત્તમ આશ્રય સ્થલ છું તથા સ્થૂલ તથા સૂક્ષ્માત્મક સમસ્ત ચર અચર વિશ્વના સર્વે ધર્મોને હું ધારણ કરનાર છું. મારી ધર્મ રૂપી શક્તિની સોળે કળાઓ સંપૂર્ણ રીતે આર્ય લોકોના સ્વધર્મમાં રહેલી છે, તેથીજ આર્ય જાતિના લોકો જગત્‌ની અન્ય જાતિઓના આદિ ઉપદેશક તથા ગુરૂ છે, હે દેવતાગણ! આર્ય ધર્મ જગત્‌ના અન્ય ધર્મોને ઉત્પન્ન કરનાર તથા પાલન કરનાર છે એમાં જરાએ સંદેહ નથી ॥ ૩૨–૩૫ ॥

**यज्ञोदानं तपश्चेति धर्मांगत्रयमेवहि ।**

**मोक्षदं स्यात्प्रपूर्णं सद्वर्द्धयत् क्रमशः कलाः ॥ ३६ ॥**

**શબ્દાર્થ**—જોકે યજ્ઞ, તપ, તથા દાન એજ ધર્મનાં ત્રણ અંગ છે, તે ક્રમ પૂર્વક ધર્મ કળાઓની અભિવૃદ્ધિ કરીને પૂર્ણતાને પ્રાપ્ત થઇ મુક્તિ આપનાર થાય છે ॥ ૩૬ ॥*

*શ્રીમદ્ ભગવદ્ ગીતાનો અધ્યાય ૧૮ શ્લોક ૫ માં આ શ્લોકને મળતો છે; તેનું રહસ્યઃ—

**यज्ञ दान तपः कर्म न त्याज्यं कार्यमेवतत् ।**

**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥**

**અર્થઃ**—યજ્ઞ, દાન અને તપ રૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી. તે તો કરવા યોગ્યજ છે. યજ્ઞ, દાન અને તપ એ તો બુદ્ધિમાનોને પવિત્ર કરનારાં છે. કેમ પવિત્ર કરનારાં છે? ફલની અપેક્ષા રહિત બુદ્ધિમાન પુરૂષો તેનાં કર્તા હોવાથી.

એટલે શ્રૌત સ્માર્ત કર્મ. દાન એટલે સુપાત્રમાં શાસ્ત્રની

धर्मः किन्तु कलानाञ्च सहाय्यात्सम्विभज्यते ।
नैकांगोपांग पुंजेषु सम्मदाय व्रजेष्वपि ॥ ३७ ॥
विधत्तेऽभ्युदयंचैष नृणां नानाधिकारिणाम् ।
धारिकाया द्विधाभिन्ना धर्म्मशक्तेः कलाः सुराः ! ॥३८॥
सत्प्रवृत्यात्मकंनूनं निवृत्यात्मकमेवच ।
नारीधर्म्मं नृधर्म्मंच न्यस्यन्तीह पृथकृतया ॥ ३९ ॥

---

વિધિ દાન કરવું તે. તપ એટલે સ્વાધાય. આ ત્રણ એટલે **યજ્ઞ, દાન, તપ** એ ત્રણે ધર્મના સ્કંધ–થાંભલા ગણાય છે. સ્વાધ્યાય એ ગૃહસ્થનું તપ છે. આ ત્રણ પ્રકારનું નિત્યરૂપ કર્મ છે, તે વેદે પ્રતિપાદન કરેલું હોવાથી વૈદિક કહેવાય છે; તે ગૃહસ્થે અવસ્ય કરવુ જ જોઇએ. વળી તપ એટલે કૃચ્છ્રચાંદ્રાયણયાદિક કર્મ પણ તપ કહેવાય છે. વળી શ્રી ભગવાન્ શ્લોક ૬ માં પોતાનો મત બતાવે છે. હે અર્જુન! વળી એ કર્મો પણ સંગ–આસક્તિ અને ફળની ઇચ્છા રાખ્યા વિનાજ કરવાં એવો મારો નિશ્ચિત અને ઉત્તમ મત છે કારણ કે જેનાથી મનુષ્ય બંધન પામે તે સંગ કહેવાય છે અને ફલ એટલે આલોકનાં અથવા પરલોકનાં સુખની ઇચ્છા તેબનેને ત્યાગ કરી કરવાથી નરકાદિ અનિષ્ટની નિવૃત્તિ કરે છે અને ચિત્ત શુદ્ધિ દ્વારા અભીષ્ટ એટલે મુક્તિ આપે છે.

વળી સકામકર્મ નિષ્કામકર્મ કરતાં ઘણુંજ અધમ છે. માટે હે ધનંજ્ય ! તું નિષ્કામકર્મમાં સદા રહેજે. સકામ કર્મ કરનારો કૃપણ એટલે દીન છે. બૃહદારણ્યકની શ્રુતિનું પ્રમાણ છે.

श्रुतिः—योवाएतदक्षरं गार्ग्यविदित्वाऽस्माल्लोकात्प्रैति सकृपणः ।

**શબ્દાર્થ**—વળી ધર્મ પોતાની કલાઓની સહાયતાથી અનેક અંગ ઉપાંગ તથા સંપ્રદાયોમાં તે તે રૂપે થઈ જુદા જુદા અધિકારીઓને, તેમના અધિકાર પ્રમાણે અભ્યુદય કરે છે, હે દેવતાઓ! ધર્મની શક્તિ ધારણ કરવાની છે, તે શક્તિની પૂર્ણ કળાઓ બે ભાગમાં વિભક્ત થાય છે જેને પ્રવૃત્તિ તથા નિવૃત્તિ રૂપ ધર્મ, અથવા પુરૂષ ધર્મ તથા નારી ધર્મ એમ અલગ અલગ ધર્મ રૂપે પ્રતિષ્ઠાને પામે છે ॥ ૩૭–૩૯ ॥

**प्रवृत्यात्मक धर्म्मस्य संस्थाप्यादर्शमुत्तमम् ।**
**नन्वहं विष्णुरूपेण धर्म्मान् वर्णाश्रमाभिधान् ॥ ४० ॥**
**मानवैः पालयन्तीह मुक्तेस्तानास्पदंनये ।**
**भूयः शम्भुस्वरूपेण यथा वर्णाश्रमंजनैः ॥ ४१ ॥**
**निवृत्यात्मक धर्म्मस्य सत्यध्वपरिदर्शिका ।**
**पन्थानं दुगमंमुक्तेः कुर्व्वेऽहं सुगमंद्रुतम् ॥ ४२ ॥**

**અર્થ**—હુંજ વિષ્ણુ રૂપથી પ્રવૃત્તિ ધર્મનું ઉત્તમ પ્રકારે ચારિત્ર્ય બતાવી મનુષ્યોને પોત પોતાના વર્ણાશ્રમ ધર્મમાં દૃઢ રહેવા માટે તથા તેમને કૈવલ્ય પદ તરફ વાળવા માટે પ્રયત્ન કરૂં છું. તથા હુંજ વળી શિવરૂપ ધારણ કરીને વર્ણાશ્રમ ધર્મના નિયમો બરોબર પળાવી ધીમે ધીમે નિવૃત્તિ ધર્મનો માર્ગ બતાવી મુક્તિનો માર્ગ જો કે કઠણ છે છતાં તેને તરત સરળ કરી આપું છું ॥ ૪૦–૪૨ ॥

उपदिष्ट अतो वेदैरुपास्तिर्ध्यानमप्यहो ।
मज्जगद्गुरुरूपस्य शिवविष्णुस्वरूपयोः ॥ ४३ ॥

અર્થ—એટલા માટે મારા જગદ્‌ગુરૂ સ્વરૂપની ઉપાસના તથા તેનું ધ્યાન વિષ્ણુ તથા શિવ રૂપથી કરવા માટે વેદે આજ્ઞા કરેલી છે ॥ ૪૩ ॥

नारी धर्मार्थमप्येवं मत्स्वरूपत्रयं सुराः ! ।
ग्राह्यमादर्शरूपेण विश्वकल्याणसम्पदे ॥ ४४ ॥

અર્થ—હે દેવતાઓ ! નારી ધર્મને માટે મારા ત્રણ સ્વરૂપ આદર્શ રૂપે છે, જે જગત્‌ના કલ્યાણ માટે અવલંબન કરવા યોગ્ય છે ॥ ૪૪ ॥

अहमेव महामाया प्रोच्ये भेदविवर्ज्जिता ।
गौरीप्रेम प्रधानाऽहं दुर्गाशक्तिप्रधानिका ॥ ४५ ॥

અર્થ—નારી ધર્મ રૂપે મારા ત્રણ સ્વરૂપ પ્રથમ કહેવામાં આવ્યાં તેમાં (૧) ભેદ રહિત રૂપથી હું મહામાયા છું (૨) પ્રેમ પ્રધાન રૂપે હું ગૌરી છું (૩) તથા શકિત પ્રધાન રૂપે હું દુર્ગા રૂપે કહેવાઉં છું ॥ ૪૫ ॥

एतद्रूपत्रयंनूनं सतीनारी बिभर्त्यहो ।
पुण्ये भारतवर्षेऽस्मिन्यार्य्यजातौ प्रजायते ॥ ४६ ॥

અર્થ—જે સતી નારી પવિત્ર ભારતવર્ષ તથા આર્ય જાતિમાં ઉત્પન્ન થાય છે, તેજ ઉપરના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ત્રણ સ્વરૂપોને અવશ્ય ધારણ કરે છે. અર્થાત્ ભેદ

રહિત રૂપથી મહામાયા, પ્રેમ પ્રધાન ગૌરી તથા શકિત પ્રધાન દુર્ગા, એ ત્રણ સ્વરૂપે જે સતી નારી પવિત્ર ભારતવર્ષમાં ઉત્પન્ન થાય છે તેનામાં એ ત્રણે સ્વરૂપ અવશ્ય હોય છે ॥ ૪૬ ॥

**आर्य्यजातौ हि नारीणामादर्शः परमः सती ।**
**जगन्माता महामाया ब्रह्मशक्तिः सनातनी ॥ ४७ ॥**

**અર્થ**—આર્ય જાતિમાં સ્ત્રીયોની પરમ આદર્શ રૂપી જગન્માતા મહામાયા સનાતની બ્રહ્મ શકિત દેવી છે ॥ ૪૭ ॥

**परब्रह्मणि सा नित्यमेवं लीनायतोऽस्तिता ।**
**तस्याभाति पृथंनातोऽद्वितीयं ब्रह्म निर्गुणम् ॥ ४८ ॥**

**અર્થ**—તે શક્તિ એટલે મહામાયા બ્રહ્મમાં એવા પ્રકારે લીન થઇને રહે છે કે જેથી તેનું અસ્તિત્વ બ્રહ્મથી જૂદું જણાતુંજ નથી અને તેથીજ બ્રહ્મ નિર્ગુણ તથા અદ્વિતીય છે ॥ ૪૮ ॥

**शक्तिशक्तिमतोर्भेदं वदन्ति परमार्थतः ।**
**अभेदश्चानुपश्यन्ति योगिनस्तत्त्व दर्शिनः ॥ ४९ ॥**

**અર્થ**—શકિતમાન બ્રહ્મ તથા બ્રહ્મ શકિત મહામાયા એ બંનેમાં જો.કે ભેદ કહેવામાં આવે છે, પરંતુ વસ્તુતઃ તત્ત્વદર્શિ યોગીઓ તેમાં અભેદજ જુએ છે ॥ ૪૯ ॥

**सत्प्रेम्णैव सतीनारी यथा ब्रह्मण्यहं तथा ।**
**पत्यौ तन्मयतामेत्य पुरुषत्वं मपद्यते ॥ ५० ॥**

અર્થ—જે પ્રકારે બ્રહ્મ શકિત બ્રહ્મમાં અભેદ ભાવથી લીન રહે છે, તેજ પ્રમાણે સતી સ્ત્રી પોતાના પતિમાં ઉત્તમ પ્રેમ રાખવાથી પતિમાં તન્મયતા પામીને પુરૂષત્વ ભાવને પામી જાય છે ॥ ૫૦ ॥ *

प्रेम्णोऽस्ति त्रिविधो भेदस्तत्राद्यः स ममेत्ययम् ।
अहंतस्येत्ययं मध्यः सोऽहमस्मीति चान्तिमः ॥ ५१ ॥

અર્થ—પ્રેમના ત્રણ પ્રકાર છે. તેમાં "તે મારા છે" એ પ્રથમ પ્રકારનો પ્રેમ છે, "હું તેમની છું" એ મધ્યમ એટલે બીજા પ્રકારનો પ્રેમ કહેવાય છે, તથા 'તે અને હું એકજ છીએ' એ અંતિમ પ્રકારનો પ્રેમ કહેવાય છે ॥૫૧॥

इहाद्वैतदशायां हि स्वानुभूत्येकगोचरः ।
ब्रह्मणस्तस्य शक्तेश्च भेदाभावः प्रसिध्यति ॥ ५२ ॥

અર્થ—ઉપર બતાવેલા અંતિમ પ્રેમમાં અદ્વૈત દશા સિદ્ધ થાય છે, કારણ કે તેમાં સ્વાનુભવગમ્ય માત્ર બ્રહ્મ તથા તેની શકિતનો અભેદ ભાવ પ્રસિદ્ધ રીતે સ્પષ્ટ જણાય છે ॥ ૫૨ ॥

दाम्पत्यप्रेम्ण एवैषा दशासर्व्वोत्तमामता ।
द्वैतसंकुल संसारे प्रेमाऽयमतिदुर्लभः ॥ ५३ ॥

---

*આ વિષેનું રહસ્ય વિસ્તારથી આ અધ્યાયની સમાપ્તિ પછી તેના સાંધણમાં "નારી ધર્મ" એ મથાળાવાળું લખાણ જોવું.

**અર્થ**—આજ દંપત્તિના પ્રેમની સર્વોત્તમ દશા માનવામાં આવેલી છે. દ્વૈતભાવનાથી ભરપૂર સંસારમાં આવા પ્રકારનો નિર્મળ પ્રેમ અતિ દુર્લભ છે ॥ ૫૩ ॥

**परमज्ञानजननी महामायैव सर्वथा ।**

**सर्वोत्तमपतिप्रेम्ण आदर्शो विद्यते स्वतः ॥ ५४ ॥**

**શબ્દાર્થ**—પરમ જ્ઞાન ઉત્પન્ન કરનારી મહામાયાજ સઘળા પ્રકારના સર્વોત્તમ પતિ-પ્રેમની પોતે આદર્શરૂપા છે ॥ ૫૪ ॥

**सती द्वैतदशायां हि, शिवहृद्वासिनी शिवा ।**

**नार्य्यादर्शोऽस्ति तद्दुर्गादेवीषु परमा मता ॥ ५५ ॥**

**શબ્દાર્થ**—(દંપતિ પ્રેમના ત્રણ પ્રકાર જે સર્વોત્તમ ભાવ રૂપે શ્લોક ૫૩-૫૪-૫૫ માં પ્રતિપાદન કરવામાં આવ્યા છે) તેના આદર્શ રૂપે અર્થાત્ દૃષ્ટાંત રૂપે "શિવના હૃદયમાં રહેનારી "સતી" આ દ્વૈત દશાવાળા સંસારમાં આદર્શ રૂપે એટલે દૃષ્ટાંત રૂપે છે. શંકર અને પાર્વતી-સતીનો જે પ્રેમ છે તેવોજ પ્રેમ આ સંસારમાં દંપતીઓનો પ્રેમ હોવો જોઇએ. અર્થાત્ નારી જાતિ "સતી" પાર્વતી સમાન થવી જોઇએ, અને આજ કારણને લીધે દેવીઓમાં દુર્ગા દેવીને શ્રેષ્ઠ માનવામાં આવે છે ॥ ૫૫ ॥

**स ममेत्यहमस्येति परिशुद्धे उभे दशे ।**

**चरित्रे विमले तस्याः शिवायाः पूर्णतांगते ॥ ५६ ॥**

શબ્દાર્થ—"એ મારા છે" અને હું એમની છું" એ પ્રકારની બંને પરિશુદ્ધ દશાએ એ શિવા–પાર્વતી–દેવીના વિમલ ચરિત્રમાં પૂર્ણ ભાવથી પ્રકાશી રહેલી છે ॥ ૫૬ ॥

अहमस्य भवामीति विज्ञानस्यानुसारतः ।
सतीभावे सदागौरी विद्यारुपैव विद्यते ॥ ५७ ॥

શબ્દાર્થ—"હું એમની છું" આ ભાવનું વિજ્ઞાન સતી ભાવનું દૃષ્ટાંત "જે ગૌરી દેવી છે" તેમાં સદા વિદ્યા રૂપે વિલસી રહેલું છે ॥ ૫૭ ॥

अत एव च सा देवी पतिनिष्ठा पतिव्रता ।
पत्युर्निन्दां निशम्यैव स्वकीयं वपुरत्यजत् ॥ ५८ ॥

શબ્દાર્થ—"તે મારા છે" અને "હું એમની છું" એ બંને શુદ્ધ ભાવો જેનામાં વિલસી રહ્યા છે તેવી પાર્વતી દેવી–સતીએ પોતાના પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં પોતાના પતિ શિવની નિંદા સાંભળતાં વારમાંજ પોતાના દેહનો ત્યાગ કરેલો છે. માટે સતીએ કદિપણ પોતાના પતિની નિંદા સાંભળવી નહીં એમ આ શ્લોકથી જણાવવામાં આવે છે ॥૫૮॥

अनन्यप्रणयेनैव शिवे ब्रह्ममये शिवा ।
विद्यास्वरुपा सा देवी वर्त्तते विमलाशया ॥ ५९ ॥

શબ્દાર્થ—બ્રહ્મમય શિવમાં અનન્ય પ્રેમથી એ પરમ પવિત્ર વિદ્યા સ્વરૂપા શિવા દેવી સદા વિદ્યમાન રહે છે ॥ ૫૯ ॥

**सर्व्वशक्तिमयी दुर्गा स ममास्तीति बोधतः ।**
**ब्रह्मणो निखिला शक्तिः स्वतस्तत्र प्रकाशते ॥ ६० ॥**

**શબ્દાર્થ**—"તે મારા છે" એવા આદર્શભાવ વાળી "દુર્ગા" બ્રહ્મ શક્તિમયી છે, એ દુર્ગા દેવીમાં બ્રહ્મની સકળ શક્તિઓ સ્વતઃ પ્રકાશિત થઇ રહી છે* ॥ ૬૦ ॥

---

* અધ્યાય ૨ જો શ્લોક ૬૦ ની ઉપર ટીકા.

अत एव च सा देवी पतिनिष्ठा पतिव्रता ।
पत्युर्निन्दां निशम्यैव स्वकीयं वपुरत्यजत् ॥ ६० ॥

**અર્થ**—તે પાર્વતીદેવી સતીએ પોતાના પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં પોતાના પતિ શિવની નિંદા સાંભળતાં વારમાંજ પોતાના દેહનો ત્યાગ કરેલો કે તેનું વૃત્તાંત આ પ્રમાણે છેઃ-બ્રહ્માની સભામાં મહાદેવજી બેઠા હતા તેવામાં બ્રહ્માના મોટા પુત્ર દક્ષ પ્રજાપતિ ત્યાં જઇ ચઢતાં સર્વે દેવ અને ઋષિ મુનિઓએ ઉભા થઇ તેમને આવકાર આપ્યો; પરંતુ બ્રહ્માજી અને શિવજી બેસી રહ્યા. દક્ષપ્રજાપતિ સર્વમાં અગ્રગણ્ય હતા. મહાદેવજી પોતાના જમાઇ થાય છતાં તેમણે તેને ઉભા થઇ માન ન આપ્યું તેમજ તેના પિતા બ્રહ્માજી પણ બેસી રહ્યા એ જોઇ દક્ષને રીસ ચઢી તેથી તેજ સભામાં તેણે શંકરનું અપમાન કર્યું અને સહુના દેખતાં યજ્ઞમાંથી શંકરનો ભાગ કહાડી નાંખવાની પ્રતિજ્ઞા કરી. આ પ્રતિજ્ઞા અમલમાં મૂકવા તેણે યજ્ઞનો આરંભ કર્યો. તેમાં બ્રહ્મા, વિષ્ણુ અને બીજા યજ્ઞ ભાગભુક સર્વ દેવતાઓને નોતર્યા હતા. આ યજ્ઞમાં દક્ષે મહાદેવજીનો ભાગ ઉપરના કારણથી કહાડી નાખી યજ્ઞ કરવાનું આરંભ્યુ હતું. મહાદેવજીનો ભાગ યજ્ઞમાંથી કાઢી નાખવામાં

**कार्त्तिकेयो बलेशोऽतो गणेशो बुद्ध्यधीश्वरः ।**
**लक्ष्मीर्धनेश्वरी विद्याधीश्वरी च सरस्वती ॥ ६१ ॥**
**तस्यास्सन्ति सुतास्तस्यां राजन्ते सर्वशक्तयः ।**
**बलबुद्धिधनज्ञानरूपापत्यप्रभावतः ॥ ६२ ॥**

**શબ્દાર્થ**—આજ કારણથી બલાધીશ કાર્ત્તિકેય, બુદ્ધિના ઇશ એટલે બુદ્ધિના અધિષ્ઠાતા, ગણેશ, ધનેશ્વરી

---

આવ્યો છે તેથી ભયંકર પરિણામ આવશે એવુ વિષ્ણુ તથા બ્રહ્માના જાણવામાં હોવાથી તેઓ તે યજ્ઞમાં ગયા નહોતા. બાકીના સર્વ દેવ, ગંધર્વ, ઋષિ, સિદ્ધ જતા હતા, તે જોઇ સતીએ શંકરને અચકાતે અચકાતે પૂછ્યું કે આ બધા દેવો, ગંધર્વો વિગેરે ક્યાં જાય છે? ત્યારે શંકરે તેમને બ્રહ્માની સભામાં બનેલો સર્વ હેવાલ કહી સંભળાવ્યો, તથા તે નિમિત્તે તમારા પિતા યજ્ઞ કરે છે એમ જણાવ્યું. પોતાના પિતાને ત્યાં યજ્ઞ થાય છે એ સાંભળીને સતી પ્રસન્ન થયાં અને મનમાં વિચારવા લાગ્યાં કે શંકર ભગવાન્ મને આજ્ઞા આપે તો આ મિષે હુ ત્યાં જાઉં. તેમણે શંકરને વિનંતી કરી કે હે કૃપાનાથ! મારા પિતાને ત્યાં મોટો મહોત્સવ છે તો જો પ્રભુની આજ્ઞા હોય તો હું એ યજ્ઞ જોવા જાઉ. શંકરે કહ્યું કે દક્ષે તમને નોતરૂં મોકલ્યું નથી એ અનુચિત કર્યું છે. દક્ષે પોતાની સર્વ પુત્રીઓને નોતરેલી છે પણ તેમને મારી સાથે વેર હોવાથી, તમને પણ વીસારી મૂક્યાં છે. બ્રહ્મસભામાં તેણે મારા તરફથી પોતાને દુઃખ થયેલું માની લીધું છે અને તે દીવસથી આજ સુધી તે મારૂં અપમાન કર્યે જાય છે. હે ભવાની! તમે ત્યા વગર તેડે જશો તો કઇ પણ શીલ, સ્નેહ કે

એટલે લક્ષ્મી તથા વિદ્યાધીશ્વરી એટલે સરસ્વતી એમનાં સંતાન છે. બલ, બુદ્ધિ, ધન તથા જ્ઞાનરૂપી બાળકોના પ્રભાવથી સર્વ શક્તિઓ તેમનામાં વિદ્યમાન રહેલી છે ॥ ૬૧-૬૨ ॥

**सती गौरी पृथक् पत्युः सत्ताशून्याऽस्ति तन्मयी ।**
**दुर्गा तु पतिसम्बन्धात् सर्वशक्तिमयी स्थिता ॥ ६३ ॥**

---

મર્યાદા રહેશે નહિ. જો કે પોતાના મિત્ર, પ્રભુ, પિતા અને ગુરૂને ત્યાં વગર તેડે જવું જોઇએ એવી નીતિ છે, તો પણ જ્યાં વિરોધ હોય ત્યાં તેવી સ્થિતિવાળાને ત્યાં જવાથી કલ્યાણ થતું નથી. શંકરે સતીને વિવિધ રીતે સમજાવ્યાં, પરંતુ ભાવી પ્રબળતાથી તેમને શ્રી શંકરનું કહેવું ઠીક લાગ્યું નહિ; છતાં શ્રીશંકરે ફરીને પણ કહ્યું કે જો તમે વગર બોલાવે ત્યાં જશો તો મારા ધારવા પ્રમાણે સારૂં પરિણામ નહિ આવે. શ્રીશંકરે આ પ્રમાણે કહેવા છતાં દક્ષસુતાએ માન્યું નહિ ત્યારે શંકરે પોતાના મુખ્ય ગણોને તેમની સાથે મોકલ્યા. જ્યારે સતી પોતાના પિતાને ત્યાં આવ્યાં ત્યારે દક્ષપ્રજાપતિના ડરથી તેમને કોઇએ પણ આદર સત્કાર આપ્યો નહિ. ફક્ત તેમની માતાએ તેમને આદરથી બોલાવ્યાં અને તેમની બેનોએ પિતાની ધાક હોવાને લીધે તેમને છાની રીતે બોલાવ્યાં. તેમના પિતા દક્ષે તેમની કંઇ પણ ખબર અંતર પૂછી નહિ, પણ ઉલટા તેમને જોઇને ક્રોધાયમાન થયા. સતીએ યજ્ઞમંડપમાં જઇ જોયું તો કોઇ પણ ઠેકાણે શ્રીશંકરની સ્થાપના તેમના જોવામાં આવી નહિ. શંકરે પિતાને ત્યાં આવવા નીકળતી વખતે તેમને જે કહ્યું હતું તે સઘળું યાદ આવ્યું અને પોતાના પતિનું અપમાન થયુ સમજી તેમને મનમાં બહુ દુઃખ થયું. જો કે સંસારમાં અનેક પ્રકારનાં કઠિણ દુઃખો

**શબ્દાર્થ**—સતી ગૌરી પતિથી પૃથક્ પોતાની સત્તા રાખતી નથી, કારણકે તે પતિમાં તન્મયતા ભાવવાળાં છે, પરંતુ દુર્ગા દેવી તો પતિના સંબંધથી સર્વ શક્તિમાન થઇને રહેલાં છે ॥ ૬૩ ॥

**एषा गौरी च दुर्गा च धर्म्मादर्शौ यतस्ततः ।**
**आर्य्यनारीगणादर्शौ जगन्मान्यो न चान्यथा ॥ ६४ ॥**

---

છે, તથાપિ કઠિણમાં કઠિણ દુઃખ અપમાનનું છે. ખૂબ વિચાર કર્યા છતાં તેમને બહુ ક્રોધ ચઢયો અને તેમની માતાએ તેમને ઘણી રીતે સમજાવ્યાં છતાં શિવજીને થએલું અપમાન તેમનાથી સહન થયુ નહિ. તેથી ભરસભામાં તે બોલ્યાં કે હે સર્વ સજ્જન્ મુનિઓ ! અને દેવતાઓ ! જેણે શંકરની નિંદા કરી છે તે સર્વ તેનું ફળ તુરત પામશે તથા મારા પિતા દક્ષ પણ ખૂબ પસ્તાશે. ત્રિપુરારી શંકર જગતના આત્મા છે, અને સર્વના હિતચિંતક છે. મારા મૂર્ખ પિતા એ શિવની નિંદા કરે છે. મારો આ દેહ દક્ષના શુક્રવડે ઉત્પન્ન થયેલો છે તેથી મારો આ દેહ હું અયોગ્ય માનુ છું, એટલા માટે મારા હૃદયમાં ચંદ્રશેખર ભગવાન વૃષકેતુ અર્થાત્ શંકરને ધારણ કરી મારૂં આ શરીર હું ત્યજી દઇશ. એમ કહી સતીએ યોગાગ્નિથી પોતાનું શરીર બાળી નાખ્યુ. આ ઉપરથી જણાશે કે શ્રીસતિએ પતિની પાછળ પોતાનો દેહ અર્પણ કર્યો છે. આધુનિક સુધારાવાળા સ્ત્રીઓને પતિથી જુદી ગણી તેમને જુદા અધિકાર આપવા માટે મચી રહેલા છે. તેમના મનરૂપી ચક્ષુ (અંતરચક્ષુ) ઉઘાડવા માટે "નારી ધર્મ" એ મથાળાવાળો વિષય શ્રુતિ સ્મૃતિના આધાર સાથે આ અધ્યાયની સમાપ્તિ પછી લખવામાં આવ્યો છે તે વાંચી અંતઃકરણમાંનો દુરાગ્રહને સેવવો નહિ.

**શબ્દાર્થ**—આ ગૌરી તથા દુર્ગા નારી ધર્મની આદર્શ રૂપા છે. અર્થાત્ જે સ્ત્રીઓ પતિપરાયણ રૂપે રહે છે તે ગૌરી તથા દુર્ગા સમાનજ છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આર્ય નારીઓ જગત્માં કેટલી બધી માન્યતા ધરાવે છે. આર્ય નારીઓને અંગ્રેજી ભણેલા દાસી, નોકરડી તરીકે જણાવે છે તે તેમનું કથન કેટલે દરજ્જે સત્યતા ભરેલું છે તે જણાશે વળી સ્ત્રીઓને સમાન હક આપનારાના પણ જાણવામાં આવશે કે પતિથી પાત્ર જૂદી છેજ નહીં. તો પછી પતિથી જૂદા હક્કો પત્નિને કેવી રીતે આપી શકાય ? ॥ ૬૪ ॥

**नृणां प्रवृत्ति धर्म्मस्य गार्हस्थ्ये पूर्णता यथा ।**
**एवं निवृत्तिधर्म्मस्य सन्न्यासाश्रम उज्ज्वले ॥ ६५ ॥**

**અર્થ**—જેવી રીતે મનુષ્યોના પ્રવૃત્તિ ધર્મની પૂર્ણતા ગૃહસ્થાશ્રમમાં તથા નિવૃત્તિધર્મની પૂર્ણતા ઉજ્જવલ સંન્યાસાશ્રમમાં રહેલી છે ॥ ૬૫ ॥

**तथैव गृहिणीधर्म्मे प्रवृत्तेः पूर्णता स्थिता ।**
**एवं निवृत्तिधर्मस्य नारीणां विधवाव्रते ॥ ६६ ॥**

**અર્થ**—તેવીજ રીતે ગૃહિણી ધર્મમાં સ્ત્રીઓનો પ્રવૃત્તિ ધર્મ પૂર્ણતાવાળો છે અને નિવૃત્તિધર્મની પૂર્ણતા વિધવા વ્રતમાં રહેલી છે અર્થાત્ વિધવાઓનો તો કેવળઇશ્વરપરાયણ રહી પતિલોકની પ્રાપ્તિરૂપ ધર્મજ મુખ્ય છે ॥ ૬૬ ॥

न्यूनाधिक्येन सर्व्वत्र कला यद्यपि मे सुराः ।
सर्व्वेषामेव धर्म्माणामंगोपांगेषु जाग्रति ॥ ६७ ॥

અર્થ—હે દેવતાઓ ! જો કે મારી કલા થોડી અથવા ઘણી સર્વ ધર્મના અંગ અને ઉપઅંગમાં રહેલી છે ॥ ૬૭ ॥

तामसेऽङ्गव्रजे न्यूना राजसे तु ततोऽधिका ।
कला धर्म्मस्य विद्यन्ते पूर्य्यन्ते सात्विके स्वतः ॥ ६८ ॥
पूर्णा धर्म्मकला नूनं धार्म्मिकेभ्यो दिवौकसः ।
पुनरावृत्तिशून्यं तत्कैवल्यं दातुमीशते ॥ ६९ ॥

અર્થ—પરંતુ ધર્મના તામસિક અંગ ઉપાંગોમાં મારી થોડી કલા રહેલી છે; રાજસિક અંગ ઉપાંગમાં તેથી વધારે રહેલી છે તથા સાત્વિક અંગ ઉપાંગોમાં મારી પૂર્ણ સોળ કળા રહેલી છે તેથી ધર્મની પૂર્ણતા થવાથી હે દેવતાઓ ! પુનરાવૃત્તિ શૂન્ય મુક્તિ આપવામાં તે કળાઓ સમર્થ થાય છે ॥ ૬૮–૬૯ ॥

तिथिष्वन्यासु सर्व्वासु द्वितियादिषु निर्ज्जराः ! ॥
विवर्द्धयन् कलाः स्वीयाः शुक्लपक्षे यथाशशी ॥ ७० ॥
पूर्य्यते पौर्णमास्यां हि कलाषोडशकेन च ।
नारीरूपे तथा देवाः ! कलाः षोडशका मम ॥ ७१ ॥
विकाशं क्रमशो लब्ध्वा षोडश्यां हि प्रपूर्य्यते ।
अस्त्येवं सात्त्विको धर्म्मो विशिष्टः सर्वशक्तितः ॥ ७२ ॥

**અર્થ**—હે દેવતાગણુ ! જેવી રીતે ચંદ્ર શુક્લ પક્ષની દ્વિતીયાથી માંડીને દરરોજ પોતાની કળાને વધારતો વધારતો પૂર્ણિમાને દિવસે સોળે કળાથી પૂર્ણ થાય છે, તેમ મારી સોળે કળાઓ વધતાં વધતાં સોળ વર્ષની સ્રીમાં તે પૂર્ણ ભાવને પામે છે. તે પ્રમાણે મારો સાત્ત્વિક ભાવ પણ તેમની તે તે સ્થિતિએ પૂર્ણતાને પામી તેમને ભૂષણ રૂપે શોભા આપે છે ॥ ૭૦-૭૧-૭૨ ॥

**वर्णधर्म्मे प्रपूर्णत्वे प्रवृत्तिरोधके सति ।**
**धार्म्मिकस्वकलानां मे साधिभौतिक शुद्धिकम् ॥ ७३ ॥**
**आत्मज्ञानाधिकारित्वं ब्राह्मणेषूपजायते ।**
**एवमाश्रमधर्मेऽपि निवृत्तेः पोषके शुभे ॥ ७४ ॥**
**विकाशं क्रमशो गत्वा कलाषोड़शकं मम ।**
**सत् सन्न्यासाश्रमे पूर्ण योगिनस्तत्त्ववेदिनः ॥ ७५ ॥**
**जीवन्मुक्तयास्पदं नीत्वा नयते मत्स्वरुपताम् ।**
**वर्णधर्म्मे ममैवाथ गौरीदुर्गास्वरुपयोः ॥ ७६ ॥**
**आदर्शः प्रकटीभूय नारीदेहेषु मानवान् ।**
**विधत्ते नितरां देवाः ! कृतकृत्यान्न संशयः ॥ ७७ ॥**

**અર્થ**—પ્રવૃત્તિરોધક વર્ણ ધર્મમાં મારી ધાર્મિક કળાઓનો પૂર્ણપણે વિકાસ થવાથી બ્રાહ્મણ વર્ણમાં આધિભૌતિક શુદ્ધિ થાય છે. આાધભૌતિક શુદ્ધિ થવાથી તેમને આત્મ-

જ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે નિવૃત્તિપોષક પવિત્ર આશ્રમ ધર્મમાં મારી સોળે કળાઓનો વિકાસ થવાથી અંત સમયમાં સંન્યાસ આશ્રમમાં જીવન્મુક્તિ પદને પ્રાપ્ત થઇ તત્ત્વજ્ઞાની યોગી મારા સ્વરૂપને પામે છે. વર્ણાશ્રમ ધર્મમાં મારાંજ ગૌરી તથા દુર્ગા સ્વરૂપના આદર્શો સ્ત્રીઓમાં પ્રકટ થઇ આવિર્ભાવને પામી મનુષ્યોને કૃતકૃત્ય કરે છે. હે દેવતાઓ ! તમારે આ વિષે જરા પણ સંશય રાખવો નહિં ॥ ૭૩-૭૪-૭૫-૭૬-૭૭ ॥

एवमाश्रमधर्मेऽपि विश्वारुपधरस्त्वहम् ।
प्रादुर्भूय प्रयच्छामि शान्ते मानसमन्दिरे ॥ ७८ ॥
निःश्रेयसं मनुष्येभ्योऽभ्युदयञ्च निरन्तरम् ।
जीवन्मुक्ता महात्मनः संन्यासाश्रमवर्त्तिनः ॥ ७९ ॥
विश्वमेव स्वरुपं मे ज्ञात्वेति प्रथमं सुराः : ।
सद्भावस्य निमज्जन्ति सम्पूर्णासु कलास्वहो ॥ ८० ॥
विश्वरूपांच मामेव विदित्वा तदनंतरम् ।
कलाषोडशकोपेतं परमानंदसागरम् ॥ ८१ ॥
नितान्तमवगाहन्ते सायुज्यं यन्ति मे ततः ।
मत्सायुज्यदशामेत्य पूर्ण चिद्भावमाश्रिताः ॥ ८२ ॥
सम्प्राप्य ब्रह्मसायुज्यं कृतकृत्या भवन्ति ते ।
स्वकलानां रहस्यन्वै प्रोक्तं गूढतमं मया ॥ ८३ ॥

अन्तिके भवतां देवाः ! नानावैचित्र्यसंकुलम् ।
अतीव यद्धि दुर्ज्ञेयं गुह्याद्गुह्यतरं तथा ॥ ८४ ॥
भवत्स्नेहवशाद्देवाः ! साम्प्रतं सम्प्रकाशितम् ।
एतच्छ्रुत्वा विदित्वा च लप्स्यन्ते साधकाः शिवम् ॥८५॥

इति श्रीशक्तिगीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे महादेवीदेवसंवादे चित्कलाविज्ञानयोगवर्णनं नाम द्वितियोऽध्यायः ॥ २ ॥

**અર્થ**—એ પ્રકારે આશ્રમ ધર્મમાં પણ હુંજ વિદ્યારૂપથી મનુષ્યોના શાંત માનસ મંદિરમાં આવિર્ભાવને પામી તેમને નિરંતર અભ્યુદય તથા નિઃશ્રેયસ આપું છું. હે દેવતાઓ ! સન્યાસ આશ્રમમાં જીવન્મુક્ત મહાપુરૂષો પ્રથમ જગતને મારા સ્વરૂપેજ જુએ છે; મારા સદ્ભાવની પૂર્ણ કળાઓમાં નિમગ્ન રહે છે. તે પછી મનેજ જગત્ રૂપે જાણીને મારી સોળ કળાઓ વડે પૂર્ણ એવા પરમાનંદ રૂપ સાગરમાં અત્યંત નિમગ્ન થઇને રહે છે; તથા અંતે મારી સાયુજ્ય દશાને પામી મારા પૂર્ણ ચિદ્ભાવ રૂપના આશ્રય વડે બ્રહ્મ સાયુજ્યને પ્રાપ્ત થઈ કૃતકૃત્ય થઇ જાય છે. હે દેવતાઓ ! અતિ ગૂઢતમ અત્યન્ત વિચિત્રતાથી પૂર્ણ મારી સોળે કળાઓનું રહસ્ય તમને મેં જણાવ્યું છે કે જે

અત્યંત દુઃખે કરીને જણાય એવું છે. તેમજ તે અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય છે અર્થાત્ અધિકારી વિના કોઈની પણ આગળ આ રહસ્ય કહેવું નહિં. આ ભાવરૂપ ધર્મ છે, તે શુદ્ધ હૃદય વિના સમજવામાં આવતો નથી. હે દેવતાઓ! તમારી વિશુદ્ધ ભક્તિ જોઇને મેં આ અત્યંત ગોપનિય જ્ઞાન જેમાં મારી ચિત્કળાઓ પૂર્ણ રૂપે રહેલી છે તેનું વર્ણન તમારી સમીપમાં કર્યું છે જેને જાણીને સાધકો પરમકલ્યાણને પ્રાપ્ત થાય છે ॥ ૭૮–૮૫ ॥

આ પ્રમાણે શ્રી શક્તિગીતોપનિષદ્નો બ્રહ્મવિદ્યા સંબંધી મહાદેવી દેવના સંવાદરૂપ યોગશાસ્ત્રની ચિત્કલા વિજ્ઞાનયોગ વર્ણન નામનો દ્વિતીય અધ્યાય સમાપ્ત.



# નારી ધર્મ.

શ્રી શક્તિ ગીતાના અધ્યાય ૨ જાના શ્લોક ૩૩ માં ધર્મ એટલે શું અને તે ધર્મ શેમાં રહેલો છે, અને તે ધર્મને ધારણ કરનારી શક્તિને બે વિભાગમાં સ્થાપવામાં આવેલ છે, એમ શ્લોક ૩૯ થી ૪૧ માં કહેલું છે. તે યથાર્થ રીતે સર્વે મુમુક્ષુઓ જાણે અને તેનું પાલન કરી અંતે મોક્ષ નામની શાંતિને પામે એ હેતુથી અત્રે દર્શાવવામાં આવે છે.

यतोऽभ्युदयनिःश्रेयससिद्धि· स धर्म्मः । (વૈશેષિક દર્શન)

**અર્થ:**—જેથી અભ્યુદય-ઉન્નતિ તથા મુક્તિ મળે તેને ધર્મ કહેવામાં આવે છે. આર્ય ધર્મ શાસ્ત્રોમાં જે વિધિદ્વારાએ પ્રવૃત્તિ નાશ અને નિવૃત્તિનું પોષણ થઈ શકે તેનું નામ ધર્મ છે.

આર્ય શાસ્ત્રમાં પ્રકૃતિની સત્તા પુરૂષથી સ્વતંત્ર માનવામાં આવી નથી, પ્રકૃતિ પરમાત્મામાં વિલીન થઇને રહે છે. સૃષ્ટિની ઉત્પત્તિ એ પરિણામ દશા કહેવાય છે, જે પરિણામી છે તે હમેશાં અપૂર્ણજ હોય છે. મનુસંહિતામાં લખ્યું છે કે:—

द्विधा कृत्वाऽऽत्मनो देहमर्द्धेन पुरुषोऽभवत् ।
अर्द्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥

**અર્થ:**—સૃષ્ટિના ઉત્પત્તિ કાળમાં પરમાત્માએ પોતાના શરીરના બે ભાગ કરીને એક અડધા ભાગથી પોતે પુરૂષ થયા તથા બીજા અડધા ભાગથી પોતે સ્ત્રી થયા. પછી પ્રકૃતિમાં લીલા રૂપે સૃષ્ટિનો વિસ્તાર કર્યો. શ્રુતિમાં પણ એવીજ આજ્ઞા છે કે સૃષ્ટિની પૂર્વે પરમાત્માજ પોતે એકજ હતા અને સૃષ્ટિ કાળમાં પોતે પ્રકૃતિની સહાયતાથી સમસ્ત પ્રજાને રચે છે. લીલાની પૂર્ણતા થતાં, તે પ્રકૃતિ

પાછી પરમાત્મામાં લય ભાવને પામે છે. આ ઉપરથી સર્વેના જાણવામાં આવશે કે, જ્યાંસુધી વિવાહ કાલ આવતો નથી ત્યાંસુધી દરેક પુરૂષ તથા સ્ત્રી અર્ધા અંગમાંજ રહે છે. આ સંસાર પ્રકૃતિ પુરૂષાત્મક છે. તેથી પુરૂષમાં પરમાત્માની સત્તા અને સ્ત્રીમાં પ્રકૃતિની સત્તા રહેલી છે. જ્યાંસુધી પ્રકૃતિ પુરૂષથી પૃથક્ રહે છે ત્યાંસુધી તે અપૂર્ણજ છે, માટે પ્રકૃતિએ પુરૂષમાં લય ભાવે રહેવુ એજ આ સૃષ્ટિ રચનાનો મુખ્ય ઉદ્દેશ છે. પ્રકૃતિના ધર્મને અનુસરીને મહર્ષિયોએ નારી ધર્મનો ઉપદેશ કર્યો છે. પ્રકૃતિની સ્વતંત્ર સત્તા નહીં હોવાથી સ્ત્રીઓને સ્વતંત્ર કહેવામાં આવી નથી. પ્રકૃતિ પરમાત્માના અર્ધ અંગમાંથી નીકળેલી હોવાથી તેમાંજ પાછી લય ભાવને પામવું તેનું નામ નારી ધર્મ છે. વળી જે ધર્મ સ્ત્રીઓને પુરૂષમાં "તન્મય" થવાનો ઉપદેશ કરે તેનું નામ નારી ધર્મ કહેવાય છે. પતિવ્રતધર્મજ સ્ત્રીઓને પૂર્ણઉન્નત કરી અંતે પતિમાં તન્મયતા પમાડે છે, માટે **પતિવ્રત ધર્મજ સ્ત્રીઓને માટે મુખ્ય ધર્મ છે.**

પુરૂષ પૂર્ણ છે તેથી તેનામાં પરિણામનો અભાવ છે અને પ્રકૃતિ અપૂર્ણ છે તેથી તે ચચલ તથા પરિણામી છે. પૂર્ણ પુરૂષમાં અપૂર્ણ પ્રકૃતિનું આવરણ તેજ પુરૂષને બંધન છે. માટે પ્રકૃતિની સાથેનો સંબંધ ત્યાગ કરી તેના આવરણમાંથી મુક્ત થવું એજ પુરૂષને માટે મુક્તિ છે, **માટે ત્યાગમૂલક યજ્ઞ ધર્મ** એજ પુરૂષનો ધર્મ છે.

**यागपरः पुरुषधर्म्मः** ( કર્મ મીમાંસા )

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**

**अनेन प्रसविष्यध्वमेषवोऽस्त्विष्टकामधुक् ॥** ( ગીતા )

**અર્થ**—પુરૂષ ધર્મ **યજ્ઞ પ્રધાન** છે. યજ્ઞને માટે અધિકારી સૃષ્ટિ કરીને પ્રજાપતિએ પુરૂષોને કહ્યું કે યજ્ઞ કરવાથીજ તમારી ઉન્નતિ

તથા તમારા તમામ મનોરથો પૂર્ણ થશે, પુરૂપ યજ્ઞ દ્વારાએ સ્થૂળ સૂક્ષ્મ શરીરનાં સુખદુઃખોનો ત્યાગ કરી પ્રકૃતિની સત્તાથી પૃથક્ થઇ, અર્થાત્ અપૂર્ણ પ્રકૃતિનું આવરણ નષ્ટ કરી પુરૂષ પોતાનું જ્ઞાનમય સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે. **આ પુરૂષની મુક્તિ કહેવાય છે.** પ્રકૃતિ એટલે સ્ત્રી શરીરની મુક્તિ પુરૂષ પ્રમાણે થતી નથી, કારણ કે સ્ત્રી અપૂર્ણ છે. જે અપૂર્ણ હોય તે પૂર્ણથી પૃથક્ થઇ મુક્ત થઇ શકે નહીં તે તો જ્યારે પૂર્ણમાં લય ભાવને પામે ત્યારેજ તે મુક્ત થઈ શકે છે. વ્રજની ગોપીઓ પોતાની પૃથક્ સત્તાનું ભાન જ્યારે ભૂલી ગઇ અને શ્રી કૃષ્ણ પરમાત્મામાં તન્મય થઇ ગઇ ત્યારેજ તેમને પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં છે. તૈલપાયીકીટ પણ ભ્રમરકીટમાં તન્મય થાય છે અર્થાત્ પોતાનું કીડાનું સ્વરૂપ ભૂલી જઇને ભ્રમરમાં તદાકાર ભાવને પામે છે. તેજ પ્રમાણે નારી–સ્ત્રી જ્યારે પૂર્ણપુરૂષમાં તન્મય પામે છે, ત્યારેજ તે પૂર્ણતાને પામે છે. જેધર્મ સ્ત્રીઓને પુરૂષમાં તન્મય થવાનો ઉપદેશ કરે તેજ ધર્મ નારીઓને માટે મુખ્ય ધર્મ છે. **તેથી વિપરીત હોય તે નારીઓને માટે સદા અધર્મ છે.** નારીઓનો ધર્મ "**તપ: પ્રધાન છે**" તપઃ પ્રધાન પતિવ્રત ધર્મજ નારીઓને પુરૂષમાં તન્મય થવાનું શિખવે છે. ઇંદ્રિયોની સ્વભાવિક ચંચલ વૃત્તિઓને વિષયોમાંથી રોકવી તેને "તપ" કહેવામાં આવે છે. નારી તપોમૂલક પતિવ્રત ધર્મ વડે પોતાની સમસ્ત ચેષ્ટાઓને અન્ય તરફથી પાછી વાળીને પોતાના પતિમાંજ લય ભાવને પમાડે છે. માટેજ તપોમૂલક પતિવ્રત ધર્મજ નારીઓનો મુખ્ય ધર્મ છે. કર્મ મીમાંસામાં કહ્યું છે કે:—**तपः प्रधानो नार्य्याः ।** અર્થાત્ તપઃ પ્રધાન પતિવ્રત ધર્મજ સ્ત્રીઓને માટે પૂર્ણ રૂપ છે. પુરૂષ ધર્મથી નારી ધર્મની આજ વિશેષતા છે. માટે પુરૂષનો ધર્મ યજ્ઞ પ્રધાન તથા નારીનો

**ધર્મ તપ: પ્રધાન** છે. જે સ્ત્રીઓ તપસ્વિની નથી તે પોતાના ધર્મનું પાલન કરી શક્તિ નથી. સપ્તશતીમાં દેવીની સ્તુતી કરતી વખતે દેવતાઓએ કહ્યું છે કે:—

**विद्या: समस्ता स्तवदेवि ! भेदा: ।**

**स्त्रिय: समस्ता: सकला जगत्सु ॥**

**અર્થ:**—સમસ્ત વિદ્યા તથા સમસ્ત સ્ત્રીઓ પ્રકૃતિ માતાનાં રૂપ છે. દેવી ભાગવતમાં લખ્યું છે કે:—

**याश्च ग्रामदेव्य: स्युस्ता: सर्व्वा: प्रकृते: कला: ।**

**कलांशांश समुद्भूता: प्रतिविश्वेषु योषित: ॥**

**અર્થ:**—સઘળી ગ્રામ દેવીઓ તથાં પ્રત્યેક વિશ્વમાં રહેલી તમામ સ્ત્રીઓ પ્રકૃતિ માતાની અંશરૂપિણી છે. પ્રકૃતિનાં બે રૂપ છે. એક વિદ્યા તથા બીજી અવિદ્યા.

**विद्याऽविद्येति तस्या द्वेरूपे जानीहि पार्थिव ! ।**

**विद्ययामुच्यते जन्तुर्बध्यतेऽविद्यया पुन: ॥**

**(श्री देवी भागवत)**

**અર્થ:**—પ્રકૃતિનાં વિદ્યા* તથા અવિદ્યા એવાં બે રૂપ છે, વિદ્યા વડે જીવો મુક્ત થાય છે તથા અવિદ્યા વડે બંધન પામે છે. પ્રત્યેક સ્ત્રી જ્યાંસુધી પ્રકૃતિનું રૂપ છે તે સ્ત્રીમાં પણ વિદ્યા તથા અવિદ્યા એવા બે ભાવ છે. વિદ્યા સત્ત્વ પ્રધાન ભાવવાળી તથા અવિદ્યા તમ: પ્રધાનભાવવાળી છે **સ્ત્રીઓમાં વિદ્યાના ભાવની પુષ્ટિ કરવાથી તે સાક્ષાત્ જગદમ્બા રૂપ થાય છે.** પરંતુ જે સ્ત્રીઓ અવિદ્યાના

* વિદ્યા એટલે બ્રહ્મવિદ્યા, બી. એ. કે એમ. એ. એ વિદ્યા કહેવાય નહિ તેતો અવિદ્યાજ છે.

ભાવની પુષ્ટિ કરનારી છે, તે સ્ત્રીઓ પાપિણી તથા તમોમયી થઈ સંસારમાં અનેક પ્રકારના અનર્થો કરે છે, અને તેથી પોતાનો આ લોક તેમજ પરલોક એમ બંને લોક બગાડે છે.

પ્રકૃતિનો સત્ત્વાંશ જે વિદ્યાભાવ તેથી ઉત્પન્ન થએલી સ્ત્રીઓ ઉત્તમ કહેવાય છે તે સુશીલા તથા પતિવ્રતા થાય છે. પરંતુ "તમ" જે અવિદ્યાનો અંશ છે તેથી ઉત્પન્ન **થએલી** સ્ત્રીઓ અધમ દુર્મુખા, કુલનાશકારિણી, ધૂર્તા, સ્વતંત્ર તથા કલહ કરનારી હોય છે. એવી સ્ત્રીઓ આ પૃથિવીમાં કુલટા એ નામથી કહેવાય છે અને સ્વર્ગ લોકમાં અપ્સરાના નામથી પ્રસિદ્ધ છે. દરેક સ્ત્રીમાં વિદ્યા તથા અવિદ્યા એમ બે ભાવ રહેલા છે. તેમાંનો જે ભાવ પ્રધાન હોય તે ભાવવાળી તે સ્ત્રી થાય છે. ધર્મનું લક્ષ્યબિંદુ જીવોને અભ્યુદય તથા નિઃશ્રેયસ આપવા તરફ છે, માટે દરેક સ્ત્રીના અંતરમાં વિદ્યા ભાવની વૃદ્ધિ કરી અવિદ્યા ભાવનો નાશ કરવો એજ અભ્યુદય તથા નિઃશ્રેયસ આપનાર છે. પતિવ્રતાધર્મજ સ્ત્રીમાં વિદ્યાભાવની પૂર્ણતા તથા અવિદ્યાભાવનો નાશ કરનાર છે. તપસ્વિની, પતિવ્રતાસતી પોતાના શરીર, મન, પ્રાણ તથા આત્માને સમસ્ત સંસારની વસ્તુઓમાંથી પાછું વાળીને પતિમાંજતલ્લીનકરીને પૂર્ણતાને પામે છે. મનુસ્મૃતિ વગેરે સ્મૃતિઓમાં લખ્યું છે કે:—

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥
नाऽस्ति स्त्रीणां पृथग्यज्ञो नव्रतंनाऽप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥
पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्यवा ।

**અર્થઃ**—શીલ, ચરિત્ર તથા ગુણોથી હીન પોતાનો પતિ હોય તોપણ પતિવ્રતા સ્ત્રીઓએ તેને દેવતા સમાન માની તેની સેવા કરવી. સ્ત્રીઓને માટે પૃથક્ યજ્ઞ, વ્રત કે ઉપવાસાદિ વિધિ નથી. કેવલ પતિ સેવા દ્વારાજ તેમને ઉન્નત લોકની પ્રાપ્તિ થાય છે. પતિ જીવતો હોય અગર મરણ પામ્યો હોય પણ જે સ્ત્રીપતિ લોકની ઇચ્છાવાળી છે તેણે તો કોઇપણ પ્રકારે પતિને અપ્રિય એવું આચરણ કરવું નહીં. પતિના ભોજન કર્યા પછી ભોજન કરનારી, તેના દુઃખે દુઃખી અને સુખે સુખી થનારી, અને તે વિદેશ જાય ત્યારે મલિન વસ્ત્ર પહેરનારી, તેના સૂતા પછી સૂનારી, તેના જાગ્યા પહેલાં જાગનારી, અને તેના મૃત્યુ પછી અગ્નિમાં પ્રાણ ત્યાગ કરનારી, તેમજ જેના ચિત્તમાં પતિ સિવાય અન્યનું ચિંતનજ નથી તેજ સ્ત્રી પતિવ્રતા સ્ત્રી કહેવાય છે.

શાસ્ત્રમાં જણાવેલી મર્યાદા પ્રમાણે નારી ધર્મ વિષે વિવેચન કરવામાં આવ્યું. હવે વ્યવહાર દૃષ્ટિથી સ્ત્રીઓનો ધર્મ પ્રતિપાદન કરવામાં આવે છે. આ સૃષ્ટિમાં સૃષ્ટિના નિયમ પ્રમાણે પ્રાણી માત્રને સમાન હક છે જેવા કે ખાવું, પીવું, ઉંઘવું, આનંદ લેવો, સુખ દુઃખ ભોગવવાં વિગેરે છે, પરંતુ જે જાતિનો જેવો બાંધો અને જેવાં અવયવો તેવાં કામ તેમને માટે નિર્માણ થએલાં છે, તેથી વિરૂદ્ધ કામ તેમની પાસે કરાવવામાં આવે તો તેથી વિરૂદ્ધ પરિણામજ આવે. આપણો ચાલુ પ્રસંગ નારી ધર્મનો છે તેમાં ઇશ્વરે સ્ત્રી જાતિને જેવી રીતે બનાવેલી છે તેની મીમાંસા કરતાં જણાય છે, કે તેમની સ્થિતિ પુરૂષ કરતાં ઘણાજ જૂદા પ્રકારના બંધારણવાળી છે, તેથી તે પુરૂષ વર્ગની સાથે બરોબરીનું કામ કરી શકે નહીં, કારણકે સ્ત્રી શરીરે પુખ્ત વયમાં આવતાં તેનામાં ઋતુ પ્રાપ્તિ, ગર્ભાવસ્થા, સુવાવડ, બાલકને સ્તનપાન કરાવવું, તેને ઉછેરવું વીગેરે ફરજો તેને માથે આવી પડે છે તેમજ

સ્ત્રીનું શરીર કોમળ અને સુંદરતાવાળુ છે. પુરૂષના ધર્મો તેથી તદનજ જૂદા છે, તેથી પુરૂષ પ્રમાણે સ્ત્રીના ધર્મો કહી શકાયજ નહીં. પુરૂષના શરીરની રચના, સ્થિતિ, સ્વાભાવિક મનનું બળ, અને શક્તિનો વિચાર કરતાં પુરૂષનો અધિકાર જૂદાજ પ્રકારનો છે. પુરૂષની બુદ્ધિ અને નીતિ ઉપર ઘરની મોટાઇ તથા સુખનો આધાર છે. અધિકાર હંમેશાં કામ ઉપરથી જણાય છે, સ્ત્રી પોષ્ય છે અને પુરૂષ પોષક છે. જે પોષક હોય છે તે સ્વતંત્ર હોય છે. સ્ત્રી તથા પુરૂષના સમાન હક્ક હોતતો પરમેશ્વર તેમના શરીરના અવયવોની રચના પણ સરખી કરત પણ બંને પાસે જૂદાં જૂદાં કામો કરાવવાનાં છે તેથી તેમનાં નામ-કામ જૂદાં રાખેલાં છે. પુરૂષ ઘરનો રાજા છે, સ્ત્રી તેના ઘરની પ્રધાન છે, તેણીને ઘરની છાયામાં બેશી શાંત ચિત્તે બાળકનું રક્ષણ કરવાનું છે અને તેને યોગ્ય તે શિક્ષણ આપી ગૃહવ્યવસ્થા કરવાની છે માટે જો સ્ત્રી પુરૂષની સાથે પુરૂષના જેવાજ હક્ક મેળવી પુરૂષના જેવાં કઠણ કામો કરવાને તૈયાર થશે તોતે કદિપણ ફાવશે નહીં; કારણકે આર્યશાસ્ત્રમાં સ્ત્રી વિષે કહેવામાં આવે છે કે—

**प्रदेयाऽशय भागनेया क्षेत्रं भार्याऽबलांतथा ।**

**विधेया प्रमदा रामा भीरुः भोग्याततोमता ॥**

**અર્થઃ—**સ્ત્રી "**प्रदेया**" એટલે આપવાનો પદાર્થ છે, જેમ કોઇ વસ્તુ દાન આપવામાં આવે છે તેમ કન્યા દાનમાં અપાય છે. જે પુરૂષને દાન આપવામાં આવે છે તે લીધેલું દાન લઇ ગમે ત્યાં જાય છે. તેજ પ્રમાણે દીકરીને કન્યા દાનમાં આપ્યા પછી જમાઈ તેને પોતાની સાથે લઇ જાય છે. કન્યા-દાન કહેવાય છે દાન એકજ વાર અપાય છે. તેથી કન્યાનું દાન પણ એકજ વાર અપાય છે. જેનું એકવાર દાન

થયું તેનું ફરીથી દાન થતુંજ નથી, તો પછી સુધારાવાળા કન્યાનું પુનર્લગ્ન કરે છે એ કેટલા પાતકી કહેવાય? તેનો જરા શાંત ચિત્તે વિચાર કરશો તો તમને જણાયા વિના રહેશે નહીં કે તેમના જેવા અનર્થકારી દુનિયામાં ભાર રૂપ બીજા ઓછાજ હશે. એ "**अदायभाग**" એટલે પુત્રિને માબાપની મીલ્કતમાંથી સરખો હક્ક મળતો નથી. જો પુત્ર અને પુત્રિને સરખો હક્ક હોત તો તેમ થવું જોઇએ, પણ તેમ થતું નથી એ સર્વ કોઇના તેમજ સુધારાવાળાના અનુભવમાં પ્રત્યક્ષ આવે છે. ત્રીજું નામ "**नया**" એટલે સ્ત્રી લઇ જવાને યોગ્ય છે. વર, કન્યાને પરણીને પોતાને ઘેર લઇ જાય છે. વર કન્યાનાબાપને ઘેર રહેતો. નથી. જો સમાન હક્ક હોય તો તેમ પણ થવું જોઇએ; સુધારાવાળા પણ તેમ કરતા નથી, તે પણ પરણ્યા પછી નાતરાવાળીને પણ પોતાને ઘેરજ લઇ જાય છે. "**क्षेत्रं**" એટલે ખેતર બીજ વાવવાનું સ્થાન, સ્ત્રીરૂપી ક્ષેત્ર ગર્ભાધાનનું સ્થાન છે. પુરૂષ ક્ષેત્રનો પતિ કહેવાય છે અર્થાત માલીક કહેવાય છે; એટલે સ્ત્રી તેના કબજાની મીલ્કત છે. "**भार्या**" એટલે ભરણ પોષણ પામવાને યોગ્ય છે. પુરૂષ તેનો "**भर्त्ता**" એટલે ભરણ-પોષણ કરનારો કહેવાય છે. વળી "**अबला**"-અબળા એટલે બળ વિનાની અર્થાત્ બળવાન વડે રક્ષણ પામવા યોગ્ય, સ્ત્રી પુરૂષ વડેજ રક્ષાય છે. "**विधेया**" એટલે સર્વ રીતે ઢાંકવા યોગ્ય, સ્ત્રીનું કોઇપણ અંગ ઢાંકયા વગર ચાલતું નથી, પુરૂપ તો એક લગોટ વાળીને ફરી શકે છે પરંતુ સ્ત્રીના શરીરનો કોઇપણ અવયવ ઉઘાડો મૂકી શકાતો નથી. "**प्रमदा**" એટલે પ્રેમ આપનાર, સ્ત્રી કોમળ હોવાથી, તેના હૃદયમાંથી પ્રેમનો પ્રવાહ ઘણો વહે છે. "**रामा**" એટલે રમણ કરાવનાર તે રામા, સ્ત્રી પુરૂષને રમાડે છે એટલે રમણ કરાવનાર છે. "**नारी**" એટલે બાકણુ, સ્ત્રી

બીકણુ છે. તેમજ "भोग्या" એટલે સ્ત્રી ભોગ્ય છે, અને પુરૂષ ભોક્તા છે. ભોગ પરતંત્ર અને તેનો અધિકાર પણ ઓછો હોય છે. ભોક્તાનો અધિકાર શ્રેષ્ઠ છે. માટે સ્ત્રી પુરૂષોના સમાન હક્કો ગણી શકાયજ નહિ, સ્ત્રી પુરૂષ બંને પરસ્પર અર્ધાંગ છે એમ કહેવામાં આવેલુ છે, તે બને મળીને એક અંગ થાય છે પણ તેમાં ડાબુ અને જમણું એમ બે અંગનાં જૂદાં નામો આપવામાં આવેલાં છે; જો કે બંને હાથ ભેગા થાય છે ત્યારેજ તાળી પડે છે, તેમ બંને અંગો ભેગાં થયા સિવાય આખું શરીર કહેવાતું નથી તેમ છતાં પણ જમણું અંગ બળવાન અને ડાબુ અંગ જમણા અંગ કરતાં નબળું ગણાય છે તેથીજ સ્ત્રીની પાસે કઠણ કાર્ય કરાવી શકાતાં નથી. માટે સ્ત્રીઓએ પતિને આધિન રહીનેજ પોતાના ગૃહ કાર્યમાં સુખ પૂર્વક મચ્યા રહેવું. તેથી ઉલટી રીતે ચાલવાથી પતિત થવાય છે. મનુ ભગવાન્ કહે છે કે—

अस्वतन्त्राः स्त्रियः कार्य्याः पुरुषैः स्वैर्दिवानिशम् ।
विषयेषुवसजन्त्यः संस्थाप्या आत्मनोवशे ॥
पितारक्षति कौमारे भर्त्तारक्षति यौवने ।
रक्षन्तिस्थविरे पुत्रा नस्त्री स्वातन्त्र्यमर्हति ॥
बाल्ये पितुर्वशेतिष्ठेत्पाणिग्राहस्ययौवने ।
पुत्राणां भर्त्तरिप्रेते न भजेत्स्त्रीस्वतन्त्रताम् ॥

**અર્થ**—પુરૂષોનું સદા કર્તવ્ય છે કે સ્ત્રીઓને સદા આધિન રાખવી તેને કદિપણ સ્વતંત્રતા આપવી નહીં ગૃહકાર્યમાં તેને પ્રવૃત્ત કરવી પણ તેના ઉપર દેખરેખ રાખવી, સ્ત્રી કન્યાવસ્થામાં પિતાને આધિન રહે છે. યૌવનકાલમાં પતિને આધિન રહે છે, તથા વૃદ્ધા અવસ્થામાં પુત્રને આધિન રહે છે. સ્ત્રી જાતિને કદિપણ સ્વતન્ત્રતા આપવી નહીં. વળી

સ્ત્રીઓ વિષે પાશ્ચાત સુપ્રસિદ્ધ ઇંગ્રેજ વિદ્વાન સર વિલ્યમહંટરે લખ્યું છે કેઃ-સ્ત્રીઓને છુટ આપવાના સંબંધમાં કેટલાક અંકુશો હિંદુસ્તાનમાં સ્ત્રીઓ ઉપર મુકવામાં આવે છે તેને હું ધિક્કારતો નથી, કારણકે હિંદુસ્તાનના લોકો સ્ત્રીઓનું રક્ષણ કરવાનું કામ યુરોપના લોકો કરતાં વધારે સારૂં બજાવે છે, યુરોપમાં સ્ત્રીઓ ગુન્હેગાર અને બંધીવાન ઘણીજ જોવામાં આવે છે, તેમ હિંદુસ્તાનની સ્ત્રીઓ દારૂ પી છાકટી થએલી જોવામાં આવતી નથી. ઇંગ્લાંડમાં તો હજારો સ્ત્રીઓ દરરોજ છાકટી હાલતમાં જોવામાં આવે છે વળી હિંદુસ્તાનની સ્ત્રીઓને નઠારાં કર્મો કરી ભરતી જોવામાં આવતી નથી. માટે જે સુધારકો યુરોપીયન સુધારાને ધોરણે આ દેશની સ્ત્રીઓને કેળવવા ધારતા હોય તેમણે ઉપર જણાવેલા ઇંગ્રેજ વિદ્વાનના વિચાર પોતાના મનમાં લઈ પછી વિદેશી સુધારો દાખલ કરવાની તક લેવી. પારકાનું અંદરથી ગમે તેવું હોય તેનો પુરતો વિચાર કર્યા વિના ઉપરથી ટાપટીપ દેખાતું હોય તે સારૂં છે એમ માની લઈ પોતાનું અંદરથી સારૂં હોવા છતાં પણ નઠારૂ ગણવું એ અંતે દુઃખરૂપજ થવાનું છે એમ નક્કી માનવું કારણકે શ્રી કૃષ્ણ પરમાત્માએ ગીતામાં કહ્યું છે કે—

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**

**स्वधर्मेनिधनंश्रेयः परधर्मो भयावहः ॥** અ. ૩ શ્લો. ૩૫ ॥

**અર્થઃ**—સારી રીતે આચરેલા પરધર્મ કરતાં ઓછા ગુણવાળો પોતાનો ધર્મ શ્રેષ્ઠ છે. સ્વધર્મમાં મરવું સારૂં છે, પરંતુ પરધર્મતો ભય ઉપજાવનાર છે. માટે ભરતખંડમાં ઉત્પન્ન થયેલાએ યુરોપના ધર્મ પાળવામાં રૂચિ રાખવી એ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યા પ્રમાણે પરધર્મ હોવાથી તે ગમે તેટલો સારો હોય તો પણ છેવટે ભયભરેલોજ છે.

આ દેશની સ્ત્રીઓને કયા પ્રકારની છૂટોની કમીના છે તેનો તો જરા વિચાર કરો, શું તેઓ પોતાના ગૃહકાર્યમાં પોતાની મરજી પ્રમાણે કરી શકતી નથી? શું તેમને ધર્મ કાર્યમાં સાથે રાખવામાં આવતી નથી? શું તેમને સગાંવહાલાંમાં જવા આવવાની છૂટ નથી? શું વિવાહ અને બીજા ઉત્સવ પ્રસંગોમાં તેઓ હરી ફરીને લાભ લઈ શકતી નથી? ન્યાતજાતના વ્યવહારમાં શું તે મનગમતી રીતે વ્યવહાર કરી શકતી નથી? આ પ્રમાણે સ્ત્રીઓને સર્વ પ્રકારની છૂટજ છે. માત્ર ધર્મ તથા નીતિની મર્યાદા બહાર નિર્લજ છૂટ લેવી એ છૂટ નથી નથી પણ સ્વચ્છંદીપણું છે. સ્વચ્છંદીપણું સ્વચ્છંદે ચાલનારને અનર્થ કરે છે. **સ્ત્રીઓ દાસી નથી પણ દેવી અને લક્ષ્મી છે.** એમ શ્રી શક્તિગીતામાં કહેલું છે. માટે **ગવરી, લક્ષ્મી, સરસ્વતિ** એવાં નામો ધારણ કરવા માટે તેવા ગુણો કેળવવા જોઈએ. ગુણો કેળવ્યા વિના અધિકાર પ્રાપ્ત થતો નથી અને અધિકાર પ્રાપ્ત કર્યા વિના અધિકારી થવાતું નથી. અર્વાચીન સ્ત્રી કેળવણીના વિચારો નારી ધર્મનો નાશ કરનાર છે. સ્ત્રીઓને પુરૂષ પ્રમાણે કેળવણી આપી સ્વતંત્ર બનાવી પુરૂષના જેવાં કામો કરાવવાં અને તેમને પોતાની મરજી પ્રમાણે ચાલવા દેવી એતો કેવળ અધોગતિ આપનાર છે. ખોટી સ્વતંત્રતા સ્ત્રીઓને આપવાથી તેમને રાક્ષસી બનાવવા જેવું છે, માટે ખરી સુધરેલી સ્ત્રી તો તેજ કહેવાશે કે, જે પોતાની તનની સાથે મનની વૃત્તિને પૂર્ણપણે કેળવી સદ્‌ગુણી બને અને પ્રાચીન કાળની સાધ્વી સ્ત્રીઓનાં જેવાં ઉત્તમ કાર્યો કરી જગતમાં પોતાની કીર્તિના પતાકા ફરકાવે. જુઓ સાધ્વી સતી સીતા, રામચંદ્રની સાથે વનમાં જવા માટે કેવીરીતે વિનવે છેઃ—

**प्राणनाथ ! करुणायतन ! सुन्दर सुखद सुजान !**
**तुम बिनु रघुकुल कुमुद बिधु ! सुरपुर नरक समान ॥**

**અર્થ:**—હે નાથ! માતા, પિતા, બ્હેન, ભાઇ, સાસુ, સસરા આ સઘળાં પતિ વિના સૂર્યથી પણ અધિક તાપ આપનાર છે. સઘળા ભોગો પ્રાણનાથ વિના રોગ રૂપજ છે, અલંકાર ભાર રૂપ છે, ગૃહસંસાર યમ–યાતના જેવો એટલે નરક સમાન છે, હે નાથ! તમારા વિના અયોધ્યા સ્મશાન છે! હે પ્રાણપતે! હે હૃદયના મણિ! આપતો જાણતા હશો કે:—

**जियबिनुदेह नदीबिनुवारी। तैसिहिं नाथ पुरुष बिनु नारी॥**

**અર્થ:**—જેમ જીવ વિના આ શરીર રહી શકતું નથી, જેમ જળ વગરની નદી કહેવાતી નથી તેમજ પુરૂષ વિના નારીનું અસ્તિત્વજ નથી. માટે હે નાથ! હે દીનબંધો! આપ મને વનના જે જે દુ:ખો જણાવો છો તે સર્વે આપના વિયોગનું જે દુ:ખ વેઠવું પડે તેના એક લેશ જેટલાં પણ નથી અર્થાત્ વનના દુ:ખો આપના વિયોગના દુ:ખની આગળ કોઇપણ રીતે હિસાબમાં નથી તેમ છતાં આપને ખાત્રી હોય કે આપના ગયા પછી જો હું ચૌદ વર્ષ જીવી શકું તેમ આપને લાગતું હોય, તો ભલે આપ મને સાથે ન લઇ જાવ પણ હું તો માનુંછું કે:—

**पश्चादपिहितुलेन ममनैवास्ति जीवितम्।**
**उज्झितायास्त्वयानाथ! तदैव मरणं वरम्॥**

**इमांहि सहितुं शोकं मुहूर्तमपि नोत्सहे।**
**किं पुनर्दश वर्षाणि त्रीणिचैकञ्चदु:खिता॥**

**અર્થ:**—આપના ગયા પછી હું કોઇપણ પ્રકારે જીવવાનીજ નથી. તમારા વિયોગનું દુ:ખ સહન કરવા કરતાં તો વિયોગ થતાં વારમાંજ મરણ પામવું એ ઘણુંજ સારૂં છે. આપનો વિયોગ મારા હૃદયને વિદારણ કરનાર છે, તેને સહન કરવાને હું શક્તિમાન નથી. હે

નાથ ! તમારો વિયોગ એક ક્ષણવાર સહન ન થઇ શકે તો ચૌદ વર્ષની વાત તો શી કરવી ! માટે હે નાથ ! મને જીવતદાન આપવું હોય તો આપની સાથે લઈ જાવ. સજ્જનો ! જુઓ આર્ય સ્ત્રીઓનો પતિ ઉપર પ્રેમ કેટલો અગાધ છે. આટલેથી બસ થતું નથી પણ રાવણને માર્યા પછી સતી સીતા પોતાના પ્રાણનાથની પાસે આવે છે તે વખતે શ્રી રામચંદ્રજી કહે છેઃ—હે ભદ્રે ! તમારે માટે દશે દિશાઓ ખુલી પડી છે, તમારી જ્યાં મરજી હોય ત્યાં જાવ, હું તમને ચાહતો નથી જેમ આંખો દુઃખવા આવવાથી તેજ સહન થઇ શકતું નથી તેમ હું પણ તમને જોવાને શક્તિમાન્ નથી. કોઈપણ સત્પુરૂષ પારકા ગૃહમાં રહી આવેલી સ્ત્રીનો સ્પર્શ કરી શક્તો નથી, તો રાવણ જેવા મહા પાપીના ઘરમાં તમે દશ મહીના સુધી રહ્યાં તે સ્ત્રીનો સ્પર્શ હું કેવી રીતે કરી શકું ? આવાં હૃદયભેદક શ્રી રામચંદ્રજીનાં વચન સાંભળવાથી, જેમ તીક્ષ્ણ બરછીનો ઘા વાગવાથી જેવું દુઃખ થાય છે તેવાં દુઃખી સીતા માતા થઈ ગયાં, આંખમાંથી અશ્રુઓની ધારા શરીર ઉપર પડવા લાગી. પોતાનું પાર્થિવ શરીર હવે ટકાવી રાખવું એ ઠીક લાગ્યું નહી, થોડીવાર પછી ધૈર્ય લાવી આંખ લુછી નાખીને હૃદયને પત્થર સમાન કરી ધીમેથી પતિવ્રતાના તેજથી પૂર્ણ શબ્દોમાં બોલ્યાં, હે વીરવર્ય ! (પ્રાણનાથ ન કહેતાં હે વીરવર્ય શબ્દ વાપર્યો તેનું કારણ ભગવતીના ક્રોધની સીમા બતાવે છે) શું આપ મને એક સાધારણ સ્ત્રીના જેવી માનો છો ? સઘળી સ્ત્રીઓ એકજ પ્રકારની હશે ? મારા અંતરની સ્થિતિ શું આપ નથી જાણતા ? આપે હનુમાનને જ્યારે મારી ખબર લેવા મોકલ્યા હતા તેજ વખતે આપે મારો કાયમનો ત્યાગ કર્યો છે એમ કેમ ન જણાવ્યું ? હું તેજ વખતે આપના ચરણનું સ્મરણ કરતાં કરતાં મર્ણ પામી ગઇ હોત, અને અત્યારે આપને માહારાથી

જે દુ:ખ થાય છે તે થવાનો સંભવ રહેત નહી! આ પ્રમાણે બોલતાં બોલતાં જાનકીજીનું જ્યોતિમય મુખ પવિત્રતાથી ઝગમગવા લાગ્યું તથા તેમનું અંતઃકરણ વિશુદ્ધતાથી પૂર્ણ થઇ ગયું.

ફરીથી સીતાજી કહેવા લાગ્યાં:-રાજાધિરાજ! મને ઘણુંજ દુ:ખ થાય છે કે આપના ચરણકમળમાં આટલા દિવસ સુધી મેં વાસ કર્યો છતાં આપે મને ઓળખી નહિ. મારી સંપૂર્ણ ભક્તિ અને . પ્રીતિની ઉપેક્ષા કરો છો? આમ કહેતાં કહેતાં દૈવી શક્તિની સ્ફુર્તિ (સ્ફુરાયમાન) તથા સ્વર્ગીય જ્યોતિનો આર્વિભાવ માતાજીના શરીર ઉપર ફેલાઇ ગયો! લક્ષ્મણજીની સામું જોઇને તે કહેવા લાગ્યાં:-હે સુમિત્રા કુમાર! મારૂં છેવટનું કામ તમે કરો, જ્યારે મારા પ્રાણનાથને મારો વિશ્વાસ નથી તો હવે મારૂં એક શરણ માત્ર અગ્નિ દેવ છે, શીઘ્ર ચીતા તૈયાર કરો, હું આ અધમ શરીરને હવે છોડી દેવા તૈયાર છું.

અનન્ય રામભક્ત શ્રી લક્ષ્મણજી શ્રી રામચંદ્ર પ્રભુની પણ એવીજ મરજી છે એમ સમજી ગયા તેથી તેમણે ચિતા તૈયાર કરાવી દીધી, ચિતાની અગ્નિ ધક્ ધક્ સળગવા લાગી. માતાજી જાનકીએ પોતાના પવિત્ર ચારિત્રબળથી આ સમયે ધૈર્યવાન્ તથા સ્થિરચિત્તથઇને પોતાના પતિ શ્રી રામચંદ્રજીનું ધ્યાન ધર્યું. કારણકે તેમને પોતાના પતિ સિવાય બીજું કોઇપણ આશ્રય સ્થાન હતું નહિ, પતિપરાયણ દેવી રામમય થઇ ગયાં. શાંત તથા ગભીર ચિત્તથી આનંદઘન શ્રી રામચંદ્રજીની પાસે જઇ તેમની પ્રદક્ષિણા કરી, પછી અગ્નિદેવની પાસે જઇ અગ્નિદેવની ત્રણવાર પ્રદક્ષિણા કરી, પછી સિર ઉંચુ કરીને બે હાથ જોડી અગ્નિદેવની પ્રાર્થના કરવા લાગ્યાં:—

**वचसि मनसि काये जागरे स्वप्न संगे ।**
**यदिममपतिभावो राघवादन्यपुंसि ॥**

तद्विह दह मत्तांग पावनं पावकेदं ।

सुकृत दुरित भाजांत्वंहि कर्मैकसाक्षी ॥ १ ॥

**અર્થ:**—હે અગ્નિદેવ ! તમે પુણ્ય પાપ બંને કર્મોના સાક્ષી છો, જો હું શરીર, વાણી તથા મનથી અપવિત્ર હોઉં, મારૂં ચિત્ત જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિમાં શ્રી રામચંદ્રજી સિવાય અન્ય પુરૂષમાં ગયું હોય તો, મારા આ શરીરને તમે બાળી નાખજો એમ બોલી પતિવ્રતાના તેજથી દેદીપ્યમાન જગન્મોહિની માતા જે વખતે જ્વલંત અગ્નિદેવની પાસે ગયાં તે સમયે જોવા ઉભાં રહેલાં સર્વ મનુષ્યોને એક સ્વર્ગીય દિવ્ય જ્યોતિ અગ્નિમાં જાણે પ્રવેશ કરે છે એવું માલમ પડયું. જે સમયે માતા લક્ષ્મીરૂપી શ્રી સીતાજીની લાવણ્યવતી મધૂર મૂર્તિ અગ્નિની ધફૂધફ્ કરતી જ્વાળામાં એક ક્ષણવારને માટે આચ્છાદિત થઇ ગઇ. અગ્નિદેવે પોતાની હુ હુ શબ્દવાળી જ્વાળાઓવડે આ દિવ્ય મૂર્તિને એકરસ કરી નાખી તે વખતે ચોતરફ—આકાશ અને પૃથ્વી ઉપર ભયંકર હાહાકારની આર્ત્તનાદની ધ્વનિ ફેલાઇ ગઇ, પાસે ઉભેલી કેટલીક સ્ત્રીઓ પોતાનાં મસ્તક કૂટવા લાગી, વૃદ્ધ મનુષ્યો પૃથ્વી ઉપર બેભાન થઇ પડી ગયા, તેમજ આકાશમાં પણ હાહાકાર થવા લાગ્યો ! લક્ષ્મણજી પણ ક્રોધાયમાન થઈ જઇ રૂદન કરવા લાગ્યા ! !

જે દિવ્ય મૂર્તિ અગ્નિની પણ અગ્નિ છે, તેમને અગ્નિદેવતા શી રીતે બાળી શકે ? મહામાયા સીતાજીનો એક વાળ સરખો પણ અગ્નિદેવ બાળી શક્યા નહિ, કારણકે તેમની તમામ દાહક શક્તિ શક્તિમાનના બળ આગળ શું કરે ? મહામાયા જગતજનની સીતાજીની ભવ્ય સુવર્ણમયિ મૂર્તિ યોગાસનવાળી પતિચરણમાં ધ્યાન કરતી સર્વે લોકોના જોવામાં આવી. ચોતરફથી પુષ્પની વૃષ્ટિ અને આનંદના નાદ થવા લાગ્યા, સીતામાતાજીનો જય થાઓ ! માતાજીનો જય થાઓ !

પતિવ્રતાના ધર્મનો જય થાઓ! આ પ્રમાણે જય જયકારની ધ્વનિ આકાશ તથા પૃથ્વીમાં ફેલાઇ ગઇ અગ્નિદેવ સ્વયં પ્રકટ થઇ કહેવા લાગ્યાઃ–હે રામચંદ્ર ભગવાન્! આપનાં જાનકીજીને ગ્રહણ કરો, આ ધર્મમૂર્તિ છે, જનક મહારાજાનાં પુત્રી છે, એમનો સ્વપ્નમાં પણ પાપે સ્પર્શ કર્યો નથી, એ વિશુદ્ધ છે, તેમને નિઃસંદેહ થઇ અંગીકાર કરી કૃતાર્થ થાવ.

શ્રી રામચંદ્રજી કહેવા લાગ્યાકે હે અગ્નિદેવ! હું જાનકીને સંપૂર્ણ રીતે જાણું છું. જાનકીજી મને મારા પ્રાણ સમાન છે. મનુષ્યને જેમ પોતાની કીર્તિ જેટલી પ્રિય છે તેટલાંજ સીતાજી મને પ્રિય છે. શ્રી રામના મુખમાંથી આ પ્રમાણે શબ્દો નીકળવાથી જાનકીમાતાની મુખ-મુદ્રા ઉપર પ્રસન્નતા શોભવા લાગી અને ભગવાનના અદ્‌ભુત ચરિત્રનું સ્મરણ કરતાં આનંદ સ્વરૂપ ભગવાનમાં નિમગ્ન થયાં.

શ્રી રામચંદ્ર સીતાદેવીને લઇને અયોધ્યાપુરીમાં પધાર્યા તે પછી શાંતિમાં કેટલોક સમય રાજ્યાસન ઉપર બીરાજી આનંદનો અનુભવ કર્યો. એમ વિહાર કરતાં ઘણો કાળ વહી ગયો સીતાજી ગર્ભવંતાં થયાં, રામચંદ્ર પણ પોતાની અર્ધાંગનાને ગર્ભવતી જોઇને આનંદ પામ્યા. પછી દેવકન્યાના જેવી સુન્દરાંગી સીતાદેવીને રાજા રામચંદ્રે કહ્યું કે, હે વૈદેહિ! તને સંતાનનો લાભ પ્રાપ્ત થયો છે, તો હે સુન્દરિ! કહે તારી શી ઇચ્છા છે? તારી કઇ કામના હું પૂર્ણ કરૂં? સ્વામિનાથ રામચંદ્રનાં વચન સાંભળી, જરા હાસ્ય કરીને, દેવી સીતાએ પ્રત્યુત્તર આપ્યો કે, "આર્યપુત્ર! હે રાઘવ! હું ઉગ્રતેજવાળા ઋષિઓનાં ગંગાતટ ઉપર આવી રહેલાં તપોવનમાં વિહાર કરવાની ઇચ્છા રાખું છું. હે દેવ! ફળ મૂળ ઉપર આજીવિકા ચલાવનાર મુનિઓના પાદમાં મસ્તક ધરી, પ્રાર્થના કરી તેમનાં પૂજન કરવાની મને બહુ ઇચ્છા

છે. હે કાકુસ્થ! એ ફળમૂળાહારની મુનિઓના તપોવનમાં એક રાત્રી પણ રહેવાય તો ઠીક, એવી પ્રબળ કામના મારા મનમાં ઉત્પન્ન થયેલી છે." સીતાદેવીની એ અભિલાષા સાંભળીને, અક્લિષ્ટ કર્મવાળા રાજા રામે કહ્યું કે, "તારી અભિલાષા પૂર્ણ થશે. હે વૈદેહિ! તમે નિશ્ચિન્ત રહો. કાલે સવારે તમે જરૂર તપોવનમાં જજો." કાકુત્સ્થ રામભદ્રે, જનકાત્મજા સીતાને એ રીતે કહ્યું ત્યારે તે ઘણી ખુશી થઇ પછી પોતાના મિત્રમંડળને લઇને રાજા રામ સભાભવનમાં ગયા.

સભા ભવનમા બેઠેલા રાજા રામચંદ્રની પાસે અનેક પ્રકારની કથાઓ કહેનારા વિચક્ષણ હાસ્યવાળા અને વિદ્વાન પુરૂષો હતા. રાજા રામચંદ્રે, નગર લોકો પોતાને માટે શું કહે છે, તે જાણવાને દોષરહિત દૂતોને મોકલ્યા હતા. તેઓ નિત્ય આવીને રાજાને માટે જે જે વાતો થતી હતી તેને જણાવતા હતા. વાતના પ્રસંગમાં રાજા રામચંદ્રે એક દૂતને કહ્યું કે, "રે ભદ્ર! નગરમાં અને દેશમાં કેવી કેવી વાતો ચાલે છે! નાગરિકો અને પરદેશીઓ મારે વિષે, સીતા વિષે, લક્ષ્મણ વિષે, ભરત વિષે તથા માતા કૈકેયી વિષે શું શું કહે છે? હે ભદ્ર આ બાબતમાં તારે કાંઇપણ બાકી રાખ્યા વિના લોકમાં જેમ બોલાતું હોય તેમ તું મને કહી બતાવ. કારણ કે, તે સાંભળ્યા પછી ભવિષ્યમાં શુભાશુભ કાર્યમાં કેમ વર્તવું, તેની મને સમજ પડે. કોઇપણ જાતની શંકા રાખ્યા વગર નિર્ભયપણે અને વિશ્વાસથી તું મને નગરમાં અને દેશમાં, પ્રજાજન મારે માટે જે શુભ વા અશુભ બોલતા હોય, તે મને યથાર્થ નિવેદન કર! હે દૂત! સંતાપ તજીને જેવું હોય તેવુંને તેવુંજ મને કહે. હું નિરંતર તારે મુખે મારી પ્રશંસા સાંભળુ છું. પણ તેમ હોય નહિ, કેમકે દોષ વગરનો કોઇ નથી માટે મારા દોષ પ્રજા બોલતી હોય તે તું જણાવ. રાજા રામનાં વચન સાંભળ્યા પછી, ચકિત તથા

ગાભરો થયેલો ભદ્ર, હાથ જોડીને તથા બુદ્ધિને સ્થીર કરી મહાબાહુ રામચંદ્ર પ્રતિ બોલ્યો:–" હે રાજન્! નગરના લોકો બજારમાં, ચકલે, રાજમાર્ગમાં અને વનમાં તમારા વિષે આ પ્રમાણે બોલે છે:–જો કે આપણા રાજા રામે સમુદ્ર ઉપર સેતુ બાંધી મોટું દુષ્કર કાર્ય કર્યું, રાવણને હણ્યો એ મોટું કાર્ય કર્યું છે; પણ રાજાજીએ રાવણને સંગ્રામમાં હણીને, સીતાદેવીને પાછાં આણીને ઘરમાં રાખ્યાં એ કંઇ ઠીક કીધું નહિ. ગમે તેમ હોય, તો પણ સીતાને રાવણનો સ્પર્શ થયો હશેજ તો! વાત વિસરી જઇને તેને ઘરમાં રાખતાં તેમને નઠારૂં નથી લાગતું? રાવણે બળાત્કારે જેને ખોળામાં બેસાડી હરણ કર્યું હતું, એવાં સીતાદેવીને માટે રામના મનમાં કેમ અભાવ થતો નથી? આપણે પણ હવે આપણી સ્ત્રીઓનાં એવાં ચરિત્ર મુશ્કેલીએ પણ સહન કરવાં પડશે; જો બાયડીને ધમકાવીશું તોતે ઝટદઇને ચાલી જશે; ને રાજાજીના કૃત્યનું દૃષ્ટાંત બતાવી મોંઢાપર મારશે! રાજાજી તો ધર્માધર્મ નિશ્ચય કરનારા છે, પણ જો કે રાજા જે પ્રમાણે વર્તે છે તે પ્રમાણે પ્રજા પણ ચાલે છે. હે મહારાજ! સર્વે નગરમાં અને દેશમાં આપને માટે લોકો આ પ્રમાણે નાના પ્રકારની વાણી બોલે છે, જે મેં નિવેદન કરી છે એમાં મારો દોષ હોય તો ક્ષમા કરજો."

ભદ્રના મોંથી સીતાના પર આવેલો અપવાદ સાંભળીને, રામચંદ્ર, દુ:ખમાં ગરકાવ થઇ પોતાના મિત્રોને કહેવા લાગ્યા કે, "હે મિત્રો! હવે શું કરવું? ભદ્રે જે મારા અપયશનાં વચન કહ્યાં તે શું યથાર્થ છે? કે અયોગ્ય છે? તે મને કહો." પછી સર્વે મિત્રોએ ભૂમિ ઉપર મસ્તક નમાવીને રાજા રામચંદ્રને કહ્યું કે:–" એ વચનો યથાર્થ છે. એમાં તો કાંઇ શકા નથી!" મિત્રમંડળે જે કહ્યું તે સાંભળીને, શત્રુઓનો નાશ કરનાર રાઘવે, ખેદ પામતાં સૌ મિત્રોને પોતપોતાના સ્થાનમાં જવાની આજ્ઞા આપી, ને પોતે ચિંતાતુર થઇ મંત્રભવનમાં ગયા.

મિત્રવર્ગને રજા આપ્યા પછી રાજા રામચંદ્રે પાસેઉભેલા દ્વારપાળને કહ્યું કે હે દ્વારપાળ! તું શુભ લક્ષણવાળા સુમિત્રાના લક્ષ્મણને, ભાગ્યશાળી ભરતને, તથા પરાજય ન પામે એવા શત્રુઘ્નને આક્ષણે મારીપાસે બોલાવી લાવ. એ આજ્ઞા પ્રમાણે દ્વારપાલ ત્રણે ભાઇઓને બોલાવી લાવ્યો. સંધ્યાકાળના સૂર્ય જેવું નિસ્તેજ તથા નેત્રમાં અશ્રુ ભરાવાથી રામનું મુખ વ્યાકુળ થયું હતું. શોભારહિત શ્રીરામચંદ્રનુ મુખ જોઇને, તેઓએ ત્વરાથી રામના ચરણમાં વંદન કર્યું અને સૌ એકાગ્રચિત્ત કરીને રામપાસે બેઠા. સ્નેહપૂર્વક ભાઇઓને આલિંગન દઇને તેમને આસન ઉપર બેસાડ્યા પછી શ્રી રામચંદ્રજી બોલ્યા, "ભાઇઓ! રાજાઓ! તમેજ મારૂં સર્વસ્વ તથા જીવિત છો. તમોએ સંપાદન કરેલું રાજ્ય હું ભોગવું છું, હે બાંધવો! તમે સર્વેએ એકત્ર થઇને હું જે કંઈ કહું તેનો નિર્ણય કરવા જોઇએ." આપણા નગરના અને દેશના લોક મારે તથા સીતાને માટે કેવું બોલે છે, તે તમે જાણો છો? આજકાલ તો દેશનો અને નગરનો ઘણો મોટો અપયશ મારા ઉપર આવ્યો છે. લોકો જે વાત બોલે છે તે મારા હૃદયને કોરી નાંખે છે. હું મહાત્મા ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલો છું, અને સીતા પણ મહાત્મા જનકકુળમાં ઉત્પન્ન થયેલી છે; હે લક્ષ્મણ! તમે જાણો છો કે સીતાએ લંકામાં પોતાના પવિત્રપણાને પ્રમાણ કરવાને માટે અગ્નિમાં પ્રવેશ કર્યો હતો, અને તમારી સમક્ષજ દેવતાઓમાં શ્રેષ્ઠ અગ્નિદેવે, સીતાને પાપરહિત જણાવી છે. તેમજ દેવતાઓ અને ઋષિઓની સમક્ષ, ચંદ્ર અને સૂર્યનારાયણે પણ જનકપુત્રિને પાપરહિત કહી છે. એ રીતે શુદ્ધાચરણવાળી સીતાને, શુદ્ધકાંચનમય, પાપરહિત જણાવીને, દેવ અને ગંધર્વ સમુદાયની વચ્ચે, લંકાદ્વિપમાં મહેન્દ્રે મારા હાથમાં સોંપી હતી અને મારો અંતરાત્મા પણ જાણે છે કે સીતા શુદ્ધ, સતી અને યશવાળી છે; ને તેથીજ મેં તેનો અંગીકાર કર્યો અને તેને લઇને અયોધ્યામાં

આવ્યો. "ભાઇઓ! આ પ્રમાણે સત્ય વાત જુદી છતાં પણ, લોકોમાં મારી અપકીર્તિ બહુ થાય છે. તેથી મારા મનમાં બહુ શોક ઉત્પન્ન થયો છે. અપકીર્તિ મનુષ્યને મરણ કરતાં અધિક છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ કહેલું છે કે:—**संभावितस्य चा कीर्ति मरणादति रिच्यते ॥** અ. ૨, શ્લોક ૩૪ ઉત્તરાર્ધ. હે ભાઇઓ! અપવાદના ભયથી હું મારા પોતાના જીવિતનો પણ પરિત્યાગ કરૂં તેમ છે, તો પછી જનક પુત્રિનો પરિત્યાગ કરૂં તેમાં શું આશ્ચર્ય? તમે અપકીર્તિથી ઉપજેલ શોકસાગરમાં ડુબેલ એવો મને જુઓ છો, તેનું કારણ આજ છે. અપયશથી ઉત્પન્ન થયેલા આ મારા દુઃખ કરતાં અધિક દુઃખીઓ હુ કોઇને જોતો નથી, માટે લક્ષ્મણ! કાલ પ્રભાતમાં તું સુમંત્રસારથિને કહીને એક રથ તૈયાર કરાવ અને જનકપુત્રિ સીતાને તેમાં બેસાડી, મારા દેશની સીમની બહાર મૂકી આવ. ગંગાને સામે તીરે, તમસાના પ્રદેશમાં મહાત્મા વાલ્મીકિમુનિનો દિવ્યઆશ્રમ છે. હે રઘુનંદન! તે એકાંત પ્રદેશમાં સીતાને મૂકીને તું શીઘ્ર અત્રે પાછો આવજે, આ મારૂં વચન તારે માન્ય કરવુ પડશે. સીતાના પરિત્યાગ વિષે તારે મને કંઇપણ કહેવું નહિ. તમારામાંનો કોઇપણ મને આકાર્યમાં સમજાવવા આવે તો તેને મારા ચરણના તથા જીવિતના શપથ આપું છું; જો તમે મારી આજ્ઞામાં રહેતા હો તો, આ મારૂં વચન માન્ય કરો. મને સીતાએ કહ્યું છે કે:— "ગંગાના તટ ઉપર આવેલા તપોધનના આશ્રમો જોવાની મને ઘણી અભિલાષા છે. આમ કરવાથી તેનો પણ મનોરથ સિદ્ધ થશે." આ પ્રમાણે કહ્યા પછી રામ અબોલ્યા રહ્યા. અશ્રુવડે જેમનાં નેત્ર ભરાઇ ગયાં છે એવા ભાઇઓ સાથે બેઠેલા ધર્માત્મા રામ, પોતાના ભાઇઓને તેમને મંદિરે જવાની આજ્ઞા આપી ને પોતે વિશ્રામ ભવનમાં ગયા. ભરતાદિ ત્રણે બંધુઓએ રામની દ્રઢ પ્રતિજ્ઞા જોઇને તકરાર મૂકી દીધી.

રામે વિશ્રામ ભવનમાં ગયા પછી શોકથી ઉદ્વિગ્ન થઈ મોટો નિઃસાસો નાખ્યો અને પ્રેમપૂર્ણ એવી સીતાના પરિત્યાગનો પ્રસંગ આવી પડવાથી ધાડે સાદે રોવા માંડયું. ચારે ભાઈઓએ આખીરાત્રિ અશુભ, શોક અને ચિન્તામાં ગાળી હતી.

બીજે દિવસે સહવારમાં, દીન થઈગયેલા આત્માવાળા મહાત્મા લક્ષ્મણે, સુકાઈ જતા મોઢે, સુમંત્રસારથિને બોલાવીને કહ્યું કે "હે સારથે! રાજા રામચંદ્રની આજ્ઞા થયેલી છે, માટે તું ત્વરાથી દોડનારા અશ્વવાળો તથા જેમાં ઉત્તમ આસન પાથરેલું હોય એવો રાજરથ સીતાને બેસવા માટે જોડી લાવ. રાજાજીની આજ્ઞાથી પવિત્રકર્મવાળા મહર્ષિઓના આશ્રમો જાનકીજી જોવા જવાનાં છેઃ માટે તું ત્વરાથી રથ જોડી લાવ." પછી પુરૂષોમાં શ્રેષ્ઠ એવા લક્ષ્મણ રાજભવનમાં ગયા અને જાનકીજીને કહ્યું કેઃ–"આર્ય! તમે રામ રાજા પાસે ઋષિયોના તપોવનના આશ્રમોમાં જવાની ઇચ્છા દર્શાવી વરદાન મેળવ્યુ છે, તેથી રાજાએ તમને ત્યાં લઇ જવા માટે મને આજ્ઞા કરી છે. હે દેવિ વૈદેહી! તમે તૈયાર થાઓ." મહાત્મા લક્ષ્મણનાં વચન સાંભળીને, સીતા પોતાના મનમાં અપાર આનંદ પામ્યાં અને ઉમંગભેર ત્યાં જવાની તૈયારી કરવા લાગ્યાં. ઘણાં મુલ્યવાન્ વસ્ત્રો તથા રત્નાદિ પોતાની સાથે લઇને સીતાદેવી તૈયાર થયાં અને લક્ષ્મણને કહ્યું કેઃ—"હે દેવરજી! આ ઉત્તમ વસ્ત્રો તથા રત્ન અને ધન વીગેરે હું ઋષિઓને તથા તેમની સ્ત્રીઓને અર્પણ કરીશ." લક્ષ્મણે કહ્યું કેઃ—"બહુ સારૂં" ઉત્તમ રથમાં બેઠા પછી લક્ષ્મણે રામના વચનોનું સ્મરણ કરતાં કરતાં રથને હંકાવ્યો. રથ થોડેક ચાલ્યો તે વેળાએ શોભાને વધારનાર લક્ષ્મણને, જાનકીએ કહ્યું કેઃ—"હે રઘુનંદન! હે દેવર! હું ઘણાંક અશુભ ચિહ્ન જોઉં છું. મારૂં જમણું નેત્ર ફરકે છે, અંગમાં ધ્રુજારી આવે છે. વળી હે સૌમિત્ર! મારૂં હૃદય અસ્વસ્થ હોય એમ મને

લાગે છે. મનમાં હર્ષ છતાં અંતરાત્મા પાછો પડે છે–રે ! આ અંતઃકરણ વ્યાકુળ થાય છે. હુંઆ પૃથિવી શૂન્યમય દેખુ છું; ઓ ભ્રાતૃવત્સલ ! તમારા ભાઇનું કુશળ હો. વળી હે દેવરજી! મારી સાસુઓને ન્યુનાધિક ભેદ વિના સામાન્યપણે સર્વને કુશળ હો: તથા નગરમાં અને દેશમાં સર્વ પ્રાણીઓને પણ કુશળ હો."

પછી જાનકીએ હાથ જોડી દેવતાઓને યાચના કરી. લક્ષ્મણે પણ સીતાનાં સંદેહ વચન સાંભળીને પોતાનું મસ્તક નમાવી, મનમાં આનંદ ન છતાં આનંદ હોય તેવો દેખાવ કરી કહ્યું કે:—"આર્યે ! સર્વ કુશળ છે, તમે ચિંતા મા કરો." સાંઝ પડતાં ગોમતીના તીર ઉપર જઇ પહોંચ્યા, અને ત્યાંજ રાત વાસો કર્યો. બીજે દિવસે લક્ષ્મણ તથા બુદ્ધિમાન સુમંત્રની સાથે વિશાળ નેત્રવાળાં સીતા ભાગીરથીના તટ તરફ આવી પહોંચ્યાં. ગંગાનો પ્રવાહ નિહાળતાં, નરમ થઇ ગયેલા લક્ષ્મણનો શોકસાગર બહુ ઉછળ્યો. તેમણે મોટે સ્વરે રૂદન કરવા માંડયું, પરમ નિયમાચરણવાળાં તથા ધર્મજ્ઞ સીતાએ, લક્ષ્મણને ફીકા પડી શોક કરતા જોઇ પૂછ્યું કે:—"વત્સ લક્ષ્મણ ! તમે કેમ રડો છો. હે દેવરજી ! શું તમને શ્રીરામનો વિયોગ સંતાપ આપે છે? તમે બાળકબુદ્ધિનો ત્યાગ કરો અને ગંગા ઉતારી મને પેલે પાર લઇ જઇ તપસ્વીઓનો જેમાં વાસ છે, એવા આશ્રમો દેખાડો. હું તેમને વસ્ત્ર તથા અલંકારઆપવાને ઉત્સુક છું. હે દેવરજી ! મહર્ષિઓનું પૂજન કરી તથા એક રાત્રિ એ રમણીય ઉપવનોમાં વશીને, આપણે કાલે પાછાં અયોધ્યાં જઇશું. મારૂં મન કમળનેત્ર તમારા ભાઇને જોવાને તલપાપડ થઇ રહ્યું છે." સીતા તપોવન જોવાને ઉત્સુક હતી, તેથી ઉતાવળે ચાલવા લાગી, ત્યારે આંખમા આંસુ લાવી હાથ જોડી લક્ષ્મણે જાનકીને આ પ્રમાણે કહ્યું લક્ષ્મણ કહે છે:—"આર્યે ! આપ થોભો, મારે આપને

જે કાંઈ કહેવું છે તે તમો અહિયાંજ સાંભળો. ઓ દેવિવંદેહિ ! બુદ્ધિમાન્ રાજા રામે, લોકની નિંદાના હેતુભૂત આ કાર્યમાં મને યોજ્યો છે અને નિંદાને પાત્ર કર્યો છે. ઓ દેવિ ! જે હુ તમને કહેવાને તત્પર થયો છું, તે કરતાં તો મારૂં મરણ થયુ હોત તો તે ઉત્તમ હતું. હે શોભને ! તમે મારા ઉપર પ્રસન્ન થાવ ને રોષ કરતાં નહિ; એમાં મારો દોષ તમારે જોવાનો નથી." અતિ ઉદ્વેગથી સીતાએ તેને પૂછ્યુ કે "હે લક્ષ્મણ ! વત્સ ! આ બધું શુ છે ? મને આમાં કાંઈ સમજણ પડતી નથી, મારો આત્મા બહુ મુઝાય છે, જે કહેવાનુ હોય તે જલદી કહો શુ આર્ય પુત્રને કંઇ માઠુ થયું છે ? મને મુઝાવ્યા વિના જે કહેવાનું હોય તે સત્વર કહી નાંખો." લક્ષ્મણ નીચુ જોઇ ગદ્ગદિત કંઠે બોલ્યા કે "હે દેવિ ! હે સીતે ! હું શું કહું ? જે બન્યુ છે તે બોલતાં મારી જીભના ચુરેચુરા થઇ જાય છે. હે દેવિ ! નગરમાં તથા દેશમાં લોકો તમારે માટે, રાજા રામને માથે અપવાદ મૂકે છે. એ લોકાપવાદ શ્રવણથી, રાજા રામ પરિતાપ પામ્યા છે, જો કે સર્વ સમક્ષ અગ્નિ આદિ દેવોએ તમને નિર્દોષ કહ્યાં છે, છતાં પૌરજનના અપવાદ ભયે, રાજા રામે તમારો પરિત્યાગ કર્યો છે. હે દેવિ ! વાસ્તિક બુદ્ધિથી તેમણે તમારો ત્યાગ કર્યો નથી; પણ રઘુકુલની કીર્તિના રક્ષણ માટે તમને ત્યાગ્યાં છે. હવે મારે તમને આ આશ્રમોમાં મૂકીને પાછા જવુ પડશે; ગર્ભવતીનું અભિલષિત અવસ્ય સંપાદન કરવુ જોઇએ એવી તમારી ઇચ્છા હતી, માટે તમને અહી મૂકીને મારે જવુ પડશે. હે શુભે ! આ ગગાના તીર ઉપર બ્રહ્મર્ષિઓનું પવિત્ર અને રમણીય તપોવન છે ત્યાં તમે જાઓ. હે ભાબિ ! હવે ખેદ કરશો નહિ. મારા પિતાના પરમ પવિત્ર મિત્ર મહાશયસ્વી વાલ્મીકિમુનિ અહિઆ વસે છે, તે મહાત્માના ચરણની છાયામાં જઇને તમે એ મહાત્માની પાસે એકાગ્ર થઇને તથા

**પાતિવ્રત્ય ધારણ કરીને નિરંતર રાજા રામનું સ્મરણ કરતાં રહેજો. હે દેવિ ! એમ કરવાથીજ તમારૂં કલ્યાણ થશે.** પેલો વાલ્મીકિમુનિનો આશ્રમ દેખાય છે, ત્યાં હવે તમે પધારો.''

આટલું બોલતાં બોલતાં તો લક્ષ્મણજી બહુવાર મૂર્ચ્છિત થઇ જતા હતા, છેવટે તે પડ્યા; અને જનક રાજાની પુત્રી જાનકી, લક્ષ્મણનાં એવાં કઠોર વચન સાંભળીને અત્યંત ખેદ પામી અચેત થઈ ધરણીપર ઢળી પડ્યાં. શુદ્ધિમાં આવવાથી તે બને એકબીજાની સામે જોઇ રહ્યાં. પછી સીતાદેવી ઘણીજ કરૂણાવાણીથી લક્ષ્મણને કહેવા લાગી કેઃ— "ઓ લક્ષ્મણ ! હું જાણું છું કે, આ મારૂં શરીર વિધિએ માત્ર દુઃખ અનુભવવાને માટેજ સરજેલું છે. આટઆટલાં દુઃખ વેઠવા છતાં, હજી પણ વિધાતા મને દુઃખ દુઃખ ને દુઃખજ દેખાડે જાય છે. અરેરે ! મે તે પૂર્વે એવાં શાં પાપ કર્યા હશે કે, જેથી હુ આવાં દુઃખ અનુભવું છું ? અરેરે ! મે પૂર્વે એવાં કયાં દંપતીને વિખુટાં પાડ્યાં હશે કે જેના યોગે આજ રાજા રામે મારો ત્યાગ કર્યો છે ? હે લક્ષ્મણ ! મારા જેવું કોણ દુઃખીયું હશે ? હું કોને દોષ દઉ ? એ સર્વે ભાગ્યનોજ દોષ છે. પૂર્વે હું આશ્રમમાં દુઃખ વેઠતી હતી પરતુ રામના ચરણસ્મરણે કરીને મારો કાળ જતો હતો. વળી આશ્રમોમાં વસતાં પણ રામની સેવા કરતાં મારો કાળ આનંદમાં જતો હતો. મેં માન્યું કે રામનો મેળાપ થતાં મારાં દુઃખો જશે, પણ અરેરે ! હવે એકલી આ આશ્રમોમાં કેવી રીતે રહી શકીશ તે મને સમજાતું નથી. હું ગંગાના જળમાં પડીને મારાં દુઃખનો અંત આણત, પણ શું કરૂં, મારા સ્વામીનો રાજવંશ તેથી વિનાશ પામે એમ છે. હે લક્ષ્મણ ! તમને જેમ આજ્ઞા હોય તેમ ભલે કરો અને મને દુઃખભાગણીને આરણ્યમાં તજીને તમે ભલે ચાલ્યા જાઓ. તમે તમારા રાજાની આજ્ઞામાં રહો; પણ મારૂં

આટલું વચન સાંભળતા જાઓઃ-" હે લક્ષ્મણ ! અયોધ્યા જઇને તમે મારી વતી અનુક્રમે મારી સાસુઓને મારા પ્રણામ કહેજો; તથા તમારા રાજાને પણ મારી વતી વંદન કરીને કુશળ પૂછજો. વળી તમે તમારા રાજાને ધર્મમાં સાવધાન રહેવાને માટે આ પ્રમાણે કહેજો કે:— "હે રાઘવ ! સીતા શુદ્ધ છે, એમ તમે તત્ત્વે કરીને જાણો છો, તેવીજ રીતે તેને પરમ ભક્તિવાન્ અને તમારામાંજ આસક્ત પણ જાણજો." હે વત્સ ! મારા નાથને કહેજો કે:-"લોકાપવાદના ભયથી તમે મને તજી છે તથા મારે લીધે તમારી લોકમાં નિંદા થઇ છે અને અપવાદ આવ્યો છે તે હું જાણું છું અને તે કારણથીજ તમારે મારો ત્યાગ કરવો પડ્યો છે તે પણ હું સારી રીતે જાણું છું; તથાપિ **તમેજ મારી ગતિ છો.** નહિતર સ્નેહ, દયા ને મમતાળુ હૃદય કેમ કઠિન થાય? વળી હે લક્ષ્મણ ! તમે તમારા રાજાને કહેજો કે:- **"તમે જેમ બંધુઓ સાથે વર્તો છો, તેમજ તમારી પ્રજા સાથે પણ વર્તજો;** કારણ કે **એજ તમારો પરમ ધર્મ છે અને એજ તમને પરંપરા કીર્તિપ્રદ છે.** હે રાજન્, **નગરના લોક પ્રત્યે ધર્મે ચાલવાથીજ પુણ્ય પ્રાપ્ત થાય છે;** ને એજ તમારો પરમ ધર્મ છે. હે નરવર ! પણ તમે મને એવી વેળાએ ત્યજી છે કે તે દુઃખ હું સહી શકીશ નહિ. હું મારા પોતાના દેહને માટે શોક કરતી નથી. હે રઘુનંદન ! **જેમ લોકાપવાદથી દૂર રહેવાય તેમ નિરંતર વર્તજો.** પણ મારા વિના તમને ઘડી પણ કેમ ચાલશે? તમે વારંવાર કહ્યું છે કે:-"સીતા તારા વિના મને ક્ષણ પણ ચેહેન રહે નહિ? તે સીતા વિના હવે તમને કેમ હમેશ ચાલશે! પણ **હાય રાજધર્મ ! તે બહુ કઠિન છે! તેને યોગેજ તમે મને ત્યજી છે. સ્ત્રીને તો પતિ એજ પરમગુરૂ છે. સ્ત્રીનો તો ધર્મજ**

છે કે, તેણે પોતાના પ્રાણથી પણ પતિનું પ્રિય કરવું.” આ પ્રમાણે હે લક્ષ્મણ ! તમે મારો સંદેશો યથાર્થ તમારા ભ્રાતાને કહેજો. વળી હું ગર્ભવતી છું તેની પણ તમે નિરીક્ષા કરતા જાઓ. હે વત્સ ! હું વનવાસમાં રહેવા માટે દિલગીર નથી, તેનો મને શોક પણ નથી. મેં મારા પ્રાણનાથ સાથે ઘણાં વર્ષ વનવાસ ભોગવ્યો છે, પણ તે વેળાએ મને જરા પણ દુઃખ થયું નથી. પણ હાય ! મારા દુષ્ટ દૈવયોગે આજ હું એકલી છું. જો આર્યપુત્ર મારી સંગે હોત તો હું જીવિતપર્યંત વનવાસ સુખરૂપ ભોગવત, ને મને જરાએ શોક કે અસુખ થાત નહિ, પણ હું રાજાની કુંવરી, રાજાની પુત્રવધૂને રાજાની પટ્ટરાણી છતાં મારા નસીબમાં આ દુઃખ ! એ પણ વિધાતાની ગતિ છે. જ્યારે આર્યપુત્રે મારો ત્યાગ કર્યો ત્યારે મારા પ્રાણ નિકળી ન ગયા એ કૌતુક છે, અને હું જીવિત ધરૂં છું તે એજ માટે કે, આર્યપુત્રનો સંકલ્પ અફળ ન જાય.”

સીતાજી લક્ષ્મણના ગયા પછી ઉદ્વેગ પામી મૂર્ચ્છિત થઇ પડી, તેના શોકનો પારજ રહ્યો નથી, દુઃખરૂપી ભારથી નમી ગયેલી યશસ્વિની અને પાતિવ્રત્ય ધારણ કરનારી પતિપરાયણ—રે ! દુઃખપરાયણ સીતા, પોતાના સ્વામીને ન દેખતા પક્ષીના સ્વરથી શબ્દિત થયેલા તે મહાવનમાં છૂટે મોંઢે રોવા લાગી. સીતાનું રોવું સાંભળીને તે સ્થળમાં ફરતા ઋષિકુમારો ત્યાં આવ્યા. ટોળાથી વિખુટી પડેલી મૃગલી હોય નહી તેમ સીતાનું આક્રંદ સાંભળી તેમનાં હૃદય દયાર્દ્ર થયાં ને તુરતજ દોડના દોડતા ઉગ્રતપમા મગ્ન થયેલી બુદ્ધિવાળા વાલ્મીકિ પાસે જઇને તેમના ચરણમાં વંદન કર્યા પછી તે સઘળાઓએ વાલ્મીકિને સીતાનો રૂદન વૃતાન્ત વિનય સહિત નિવેદન કર્યો. ઋષિબાળોને મોંઢેથી આવું વૃત્તાન્ત જાણીને ધર્મજ્ઞ અને તપથી જ્ઞાનચક્ષુ જેને પ્રાપ્ત થયેલાં છે એવા વાલ્મીકિએ તે કોણ છે ? તે વગેરેનો બુદ્ધિથી નિશ્ચય કર્યો

અને પછી પોતે જ્યાં આગળ સીતા રોતી હતી, ત્યાં ગયા. શોકના ભારથી પીડિત થયેલી સીતા પાસે જઇને સ્નેહપૂર્વક શાંતસ્વરે આનંદ આપતા પ્રિય વચન કહેવા લાગ્યા કે:=" બાળા ! તું શોક તજ, તું શા માટે આ તપોવનમાં આવી છું તે હુ જાણું છું. તું દશરથરાયની પુત્રવધૂ ને રામની પટ્ટરાણી અને જનકરાજાની પુત્રી છે. હે પતિવ્રતા ! તારા આગમનનું કારણ એ સર્વે મેં યોગ સમાધિથી જાણેલું છે. હે માહાભાગે ! તારો શુદ્ધ ભાવ પણ મે પૂર્વે ઘણા કાળથી જાણેલો છે. હે વૈદેહિ ! હમણાં ધારજ રાખીને તું મારા આશ્રમમાં આવી સુખેથી રહે. હે વત્સ ! મારા આશ્રમની આસપાસ ઋષિપત્નીઓ રહે છે તે તારૂં નિરંતર પુત્રીની પેઠે પાલન કરશે. જેમ જનકરાયને ત્યાં રહી હોય તેમ તું અહિંયાં સુખેથી રહે. તું જરાપણ ખેદ પામીશ નહિ.

મુનિનું પરમ અદ્‌ભુત અને શાન્ત્વનનું વચન સાંભળીને સીતાએ આંસુડાં લોહ્યાં ને શાંત ચિત્તથી મુનિના ચરણમાં મસ્તક મૂકીને બોલી કે:—" હે ભગવન્ ! આપ કહો છો તેમજ હું કરીશ." વાલ્મીકિ મુનિએ તેને આશીર્વાદ દીધો કે, તુ રઘુકુલતિલક પુત્રની માતા થજે.

શ્રીવાલ્મીકિમુનિ ત્યાંથી સીતાને સાથે લઇ આવતા હતા ત્યાં ઋષિપત્નીઓ હર્ષ પામી સામી આવીને કહેવા લાગી કે, હે મુનિશ્રેષ્ઠ ! તમે ભલે પધાર્યા. અમે સર્વે તમને અભિવંદન કરીએ છીએ. હવે અમને શી આજ્ઞા છે ? વાલ્મીકિએ તેમને કહ્યું કે;–" આ સ્ત્રી બુદ્ધિમાન રાજા રામચંદ્રની મહિષી છે. દશરથરાયની પુત્રવધૂ અને જનક રાજાની પુત્રી છે. એ પાપરહિતા છે તથાપિ તેને તેના સ્વામીએ તજી છે, માટે મારે સર્વદા પાલન કરવું એ ઉચિત છે. તમે સર્વે એના ઉપર પરમકૃપાની દૃષ્ટિથી જોજો. વળી મારી ગુરૂતાને લીધે તથા મારા વચનને લીધે તમારે વિશેષે કરીને એનો સત્કાર કરવો. આ પ્રમાણે

મુનિના વચન અનુસાર મુનિકન્યાઓને મુનિપત્નીઓ સીતાને આનંદ થાય તેમ પૂર્ણ પ્રેમથી પ્રયત્ન કરવા લાગી.

સીતા મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં વસ્યાં છે, લવ-કુશ બાર વર્ષના થયા છે અને સીતાને ઘડીએ ને પળે આનંદ આપે છે, પણ રામ વિચારે દુઃખિત થઇ ગઈ હતી. તે જોઇને મહર્ષિને વિચાર થયો કે, સીતાની આવી અવસ્થાથી, તે કાંઇ ઝાઝો કાળ જીવિત ધારણ કરી શકશે નહીં અને રાજાધિરાજના કુંવરો આખી ઉમ્મર તપોવનમાં રહીને ગાળે, તે પણ યોગ્ય નથી. આ કુમારો યોગ્ય વયે આવ્યા છે ને એઓએ રાજધર્મ તથા ધનુર્વિદ્યા શિખવી જોઇએ. હવે મારે એવો કંઇ ઉપાય યોજવો જોઇએ કે જેથી **સીતાને** રાજા રામ પુનઃ અંગિકાર કરે. આ પ્રમાણે મુનિ વિચાર કરતા હતા તેવામાં અયોધ્યાવાસી એક રાજદૂત વાલ્મીકિમુનિને આશ્રમે આવ્યો ને તેમને રામચન્દ્રના અશ્વમેધની કંકોતરી આપી. તેમા રાજા રામે અશ્વમેધમાં આવવાનું નિમંત્રણ કર્યું હતું. આ પ્રમાણે પોતાને જે ઉત્કંઠા હતી તે માટે સારો અવસર મળ્યો જાણી આનંદ પામ્યા; પછી મુનિવર જાનકીની પર્ણકુટીમાં ગયા ને લવ-કુશને સાથે તેડી જવાને માટે જણાવ્યું. **સીતા** રામનું નામ સાંભળતાંજ અશ્રુપૂર્ણ થઈ ગઇ. તેણે માન્યું કે, રામે બીજી સ્ત્રી કીધી હશે, કેમકે અશ્વમેધનું ધર્મકાર્ય સ્ત્રી વગર થાય નહિ. તે નિસ્તેજ થઇ ગઇ. તેણે માન્યું કે આર્ય રામનો મારાપરથી સ્નેહ ઉઠ્યો છે, તો હવે જીવવાથી શું ફળ? પણ એટલામાં લવ-કુશે આવી કહ્યું કેઃ-" મા, મહર્ષિ યજ્ઞ જોવા અમને તેડી જાય છે, જઇયે? મા, રામ તે રામજ છે, કેમકે તેણે પ્રજારંજનાર્થે પોતાની પટ્ટરાણીનો ત્યાગ કર્યો, પણ આ ધર્મકાર્ય કરતાં બીજી રાણી પરણ્યા નહિ, એ તેના મહાયશની યશસ્વી ઉત્તમતા છે. નિઃસંદેહ, રાજાઓમાં, રામ

જેવા રાજા, આ ભૂમંડળમાં તો થશે નહિ ને થયાએ નથી. એવા રાજાના દર્શનથી અમે ઘણા આનંદ પામીશું." એ સાંભળતાં સીતાને કલેજે ટાઢક વળી, ને રામનો પ્રેમ જોઇ તેના નેત્રમાંથી ખરેખર આંસુ પડ્યાં.

બીજે દિવસે જ્યાં પરમ અદ્દભુત યજ્ઞ ચાલતો હતો ત્યાં ભગવાન્ વાલ્મીકિ પોતાના શિષ્ય સંગે યજ્ઞદર્શન માટે પધાર્યા. દિવ્ય અને અદ્દભુત યજ્ઞનાં દર્શન કર્યા અને એક સ્થળે એકાંત પર્ણકૂટિ બાંધી ત્યાં રહ્યા. રામના સેવકોએ તેમનો સારી રીતે આદર સત્કાર કરીને ખાનપાન વગેરેનો યોગ્ય બંદોબસ્ત કર્યો. લવ-કુશે રામ રાજાનાં દર્શન કીધાં. મહર્ષિ વાલ્મીકિની આજ્ઞાથી લવ-કુશ કુમારો યજ્ઞસ્થાનમાં મધુર સ્વરે, ઠામ ઠામ **રામાયણનું** ગાયન કરવા લાગ્યા.

આ બને કુમારોનું સંગિત સાંભળી સૌ મોહિત થઇ ગયા. તે સાંભળતાં સાંભળતાં સૌના નેત્રમાંથી અશ્રુ પડવા લાગ્યાં. થોડા દિવસમાં પ્રજાજને જઇને રાજા રામચદ્રને નિવેદન કર્યું કે "મહારાજ! બે મુનિકુમારો આપના ચરિત્રનું એવું તો ઉત્તમ પ્રકારે ગાન કરે છે કે, જે સાંભળે છે તે મોહિત થઇ સ્તબ્ધજ થઇ જાય છે. અમે કદીપણ આવું સંગિત સાંભળ્યું નથી; અને તેમના જેવુ રૂપ તો કદીપણ જોયું નથી. તેમનાં કંઠની મધુરતા માટે તો શું કહીએ, મહારાજ! આપ તે કુવરોને સભામાં બોલાવી તેનું સંગિત સાંભળો, પ્રજાજનનાં આવાં વચન સાંભળી, રાજા રામચંદ્ર બહુ આશ્ચર્ય પામ્યા. તેમને પણ તે કુમારોનું સંગિત સાંભળવાનો ઉમંગ થયો.

રાજા રામે મુનિમંડળને, રાજાઓને વીગેરેને સભા ભરી તે કુમારોનું રામાયણનું સંગિત સંભળાવ્યું. એ ગાન સાંભળતાં સર્વની ખાત્રી થઇ કે આ બને કુમારો સીતાના પુત્રો છે, રાજા રામચંદ્રે

શુદ્ધાચારવાળા રાજસેવકોને તેડાવી કહ્યું કે તમો ભગવાન્ વાલ્મીકિમુનિ પાસે જાઓ, અને તેમને મારે નામે જણાવો કે, જો જાનકી શુદ્ધ સતી હોય, તેનો આચાર શ્રેષ્ઠ હોય, તથા તપોવનમાં નિવાસ કરવાથી તેનાં પાપ બળી ગયાં હોય તો મુનિનીઆજ્ઞા લઈ, તેને સાથે લઇ આવો, ને સીતા પોતાની શુદ્ધિ જનસભામાં પ્રકટ કરે.

સભામા સર્વ મનુષ્યના સમુદાયની વચમાં મહર્ષિ વાલ્મીકિએ સીતાસહ પ્રવેશ કર્યો અને રાજા રામચદ્રને ઉદ્દેશી આ પ્રમાણે બોલ્યા :—દશરથી! આ શુભાચરણવાળી તથા ધર્મવત્સલ સીતાનો આપે લોકાપવાદને લીધે ત્યાગ કરી મારા આશ્રમ આગળ મૂકી હતી. હે રઘુનંદન! હજારો વર્ષ સુધી કરેલા મારા તપના શપથ લઇને તમો સર્વેને હું કહું છું કે, જો આ મૈથિલી દૂષણવાળી હોય તો મારૂં તે તપ વૃથા થાઓ. હે રાઘવ! આ સીતા સર્વાંગે શુદ્ધ છે.” સીતાનું શરીર માત્ર હાડકાંનો માળોજ થઈ ગયું હતું. રામ પણ સીતાને જોઇ બહુ દુઃખિ થયા અને તે વાલ્મીકિમુનિ પ્રત્યે કહેવા લાગ્યા કે આપના પાપરહિત વચનોઉપર મને પરમવિશ્વાસ છે. સીતાની પ્રતિજ્ઞા સાંભળવાને સર્વ સ્થિર થઇ ગયા હતા. પછી કષાય વસ્ત્ર પહેરેલાં સીતાજી આગળ આવ્યા ને બોલ્યાં કે:—“જો મે મનવડે ત્રણે કાલમાં રાઘવ રામભદ્રનુંજ ચિંતવન કર્યુ હોય તો, હે પૃથ્વી! માધવની પત્નિ એવી જે હું તેને તારામાં સમાવી દેજે. આ પ્રમાણે ત્રણવાર સીતાએ શપથ ગ્રહણ કર્યાં કે ત્યાં અતિ અદ્ભુતાશ્ચર્ય થયુ, પૃથ્વી ફાટી સર્વ સમક્ષ એક દિવ્ય સિંહાસન બહાર આવ્યુ, તે સિંહાસન પરથી પૃથ્વીદેવી ઉતર્યાં અને સીતાને અભિનંદન આપી પોતાના બે હાથે જાનકીને ઉપાડી લીધી ને સિંહાસન ઉપર બેસાડી તે વખતે જાનકી તો રામરૂપમાંજ લીન થઈ ગઈ હતી. તે સિંહાસન રસાતલમાં જવા લાગ્યુ; તે સમયે

આકાશમાંથી દિવ્ય પુષ્પની વૃષ્ટિ થઈ અને દેવલોકોએ "જય જય! સતીનો જય! અહા! સીતા! ધન્ય ધન્ય! તારૂં શીલ પરમ સ્તુતીપાત્ર છે. જય! સતીનો જય! સતીનો જય!"

ઉપર પ્રમાણે સતી સીતાનું ચારિત્ર મનન કરવાથી જણાય છે કે આર્ય સ્ત્રીઓને કન્યાકાળ હોય ત્યાં સુધી નીચે પ્રમાણે શિક્ષણ આપવામાં આવશે તોજ તે સતી સીતા સમાન નીવડશે. આર્યજાતિની સ્ત્રીઓની અન્ય જાતિની સ્ત્રીઓથી વિશેષતા એટલીજ છે કે આર્ય સ્ત્રીઓને જે શિક્ષણ આપવાનું છે તેનું લક્ષ્ય આધ્યાત્મિક ઉન્નતિના ધોરણ પ્રમાણે છે પણ જે શિક્ષણ સ્થૂલ શરીરનોજ મુખ્ય વિચાર કરી આપવામાં આવે છે તેથી આર્યભાવની હાની થાય છે અને અંતે અનર્થકારી પરીણામ આવે છે.

આર્ય શાસ્ત્રમાં વિવાહકાળને માટે ઘણો વિચાર કરવામાં આવેલો છે અને તેથી બાર વર્ષ પહેલાં કન્યાપરણાવી દેવી એમ આજ્ઞા છે છતાં જે પિતા પોતાની કન્યાને બાર વર્ષ થયા છતાં પરણાવતા નથી તેમને પ્રતિ માસે રજોજનિત રક્તપાનનું પાપ લાગે છે, અને કન્યા જેટલીવાર ઋતુમતી થાય છે તેટલીવાર પિતાને ભ્રૂણ હત્યાનું પાપ લાગે છે.

સ્ત્રી-પુરૂષોને એકજ પ્રકારનું શિક્ષણ આપવાનું નથી. કારણકે સ્ત્રીમાં સ્ત્રીભાવની પૂર્ણતા કરવાથી અને પુરૂષમાં પુરૂષભાવની પૂર્ણતા કરવાથી તેમની અન્તર રહેલી ગુપ્ત શક્તિઓ પોતપોતાનું કામ કરવાને આ સંસારમાં ઉપયોગી થઇ પડી પરલોકના સુખો ભોગવવામાં યોગ્યતા મેળવે છે.

સ્ત્રીજીત પુરૂષ બદ્ધ કહેવાય છે અને તેને મુક્તિનો લાભ મળતો નથી. સ્ત્રીજાતિ સ્વભાવથી અભિમાની હોય છે. પરંતુ તેનું તે અભિમાન

શરીર, મનથી પોતાના પતિમાં તન્મય કરવામાં કરે તો તે, તેને શ્રેયસરૂપે થાય છે. પણ તેમ ન કરતાં વિષય સુખને માટે અભિમાનનું સેવન કરે તો અધોગતિને પામી જન્મોજન્મ સ્ત્રી શરીરને પ્રાપ્ત થઇ જન્મ મરણના પ્રવાહમાં વહ્યા કરે છે.

સ્ત્રીઓને પુરૂષની પેઠે કસરત કરવાની નથી, કારણકે સ્ત્રી કરતાં પુરૂષનાં અવયવો ભિન્ન પ્રકારનાં છે તેથી તેમને વ્યાયામ કરવાથી હાનિ થાય છે. કારણકે રજ પ્રધાન તથા કોમળ શરીરને લીધે તેના ગર્ભાશયમાં રોગ ઉત્પન્ન થાય છે એમ શુશ્રુતઆદિ ચિકિત્સા શાસ્ત્રોમાં લખેલું છે.

સ્ત્રીઓનું વ્યાયામ ગૃહકાર્યમાંજ સમાએલું છે. તેથી ગૃહકાર્ય કરવાથી તેને વ્યાયામનું પણ ફળ મળે છે તથા તેને શારીરિક હાની પણ થતી નથી પણ તેની પ્રકૃતિને તે કામ અનુકુળ હોવાથી તે વ્યાયામ ધર્મરૂપ ફળ આપે છે. કન્યાઓને એવી કેળવણી આપવી કે જેથી માતા થઇને આદર્શ સંતાન ઉત્પન્ન કરી શકે, પ્રત્યેક કન્યાને હિંદુ ધર્મના સારરૂપે સરલ રીતે ઉપદેશ દેશી ભાષામાં આપવો, રામાયણ મહાભારતનું સારરૂપે જ્ઞાન આપવું, મનુઆદિ સ્મૃતિયો, ભગવદ્ ગીતા તથા શ્રીમદ્ ભાગવતાદિ ગ્રંથોમાંથી સદાચારના ધોરણે અવશ્ય જેટલો બોધ આપવો, સાધારણરીતે સંસ્કૃતભાષાનું જ્ઞાન આપવું જેથી ઉપરના ગ્રંથોમાંથી સદાચારના ભાવો સારી રીતે સમજી શકે. સ્ત્રીશરીર પ્રકૃતિનું બનેલું હોવાથી તે પ્રકૃતિ રાજ્યની વસ્તુ છે. પ્રકૃતિની પૂર્ણતા માતૃભાવની પૂર્ણતામાં રહેલી છે, પૂર્ણ પ્રકૃતિ જગદમ્બા છે. પ્રકૃતિ જગદમ્બા થઇને પૂર્ણ શોભા આપે છે. માટે સ્ત્રીઓએ સાવિત્રી તથા સીતા આદિના આદર્શ રૂપે થવાનું છે. સ્ત્રીઓને નાના પ્રકારનાં સ્તોત્ર શિખવવાં અને તેમના ચિત્તમાં જે સ્વભાવિક ભક્તિના અંકુરો ગુપ્ત રહેલાં છે તેને વ્રત તથા પૂજા આદિદ્વારાએ પુષ્ટ કરવા જોઇએ કે

જેથી સતી ધર્મનું ગૌરવ સચવાય અને તેના બાલ હૃદયમાં ધાર્મિક શિક્ષાના સંસ્કાર ઉદ્‌ભૂત થાય.

સતી જીવનમાં શ્રીની સાથે હ્રી-લજ્જાનો પણ વિકાશ રહેલો છે. સપ્તશતીમાં કહ્યું છે કે:—**या देवी सर्व्वभूतेषु लज्जारूपेण संस्थिता ॥** મનુષ્યોમાં લજ્જાદેવીનો ભાવ છે, સ્ત્રી જાતિમાં દેવીભાવ નૈસર્ગિક છે, સતીપણાનો ઉત્કર્ષ થવાથી દેવીભાવનો અધિક વિકાશ થવાથી "હ્રી" લજ્જાની પૂર્ણતા થાય છે. સતી સ્ત્રી સ્વભાવથીજ વિશેષ લજ્જાશીલ હોય છે. આર્ય લોકો સિવાય અન્ય જાતિના લોકોમાં સ્ત્રી શરીર "કામના" યંત્રરૂપે માને છે ત્યારે આર્ય જાતિમાં સ્ત્રીઓ જગદમ્બારૂપે માનવામાં આવે છે. આર્યધર્મમાં સ્ત્રીયોને પ્રકૃતિનું રૂપ માનવામાં આવેલું હોવાથી તેમનું દેવીભાવથી પૂજન કરવાની વિધિ આર્યશાસ્ત્રમાં બતાવેલી છે. શ્રી દેવીભાગવતમાં લખ્યું છે કે:—

**सर्व्वाः प्रकृति सम्भूता उत्तमाऽधम मध्यमा: ।**
**योषितामवमानेन प्रकृतेश्च पराभवः ॥**
**रमणी पूजिता येन पति पुत्रवती सती ।**
**प्रकृतिः पूजिता तेन वस्त्रालंकार चन्दनैः ॥**
**कुमारी चाऽष्टवर्षा या वस्त्रालंकार चन्दनैः ।**
**पूजिता येन विप्रेण प्रकृतिस्तेन पूजिता ॥**
**कुमारी पूजिता कुर्य्याद् दुःख दारिद्र्यनाशनम् ।**
**शत्रु क्षयं धनाऽऽयुष्यं बलवृद्धिं करोति वै ॥**

**અર્થ:**—ઉત્તમ, મધ્યમ તથા અધમ સ્ત્રીયો પ્રકૃતિના અંશમાંથી ઉત્પન્ન થાય છે. સ્ત્રીયો પ્રકૃતિ માતાનું સ્વરૂપ હોવાથી **તેમનો અનાદર કે અપમાન કરવાથી પ્રકૃતિ માતાનું અપમાન થાય છે.** પતિ પુત્રવાળી સતીની પૂજા કરવાથી જગદંબાની પૂજા સમાન ફળ

થાય છે. ગૌરી તથા કુમારીની પૂજા કરવાથી પ્રકૃતિની પૂજા સમાન ગણાય છે, જેથી ગૃહસ્થનું દુઃખ દારિદ્ર્ય નાશ, શત્રુનાશ તથા ધન, આયુ તથા બલની વૃદ્ધિ થાય છે. આર્યશાસ્ત્રોમાં સ્ત્રીઓનું આ પ્રમાણે સ્વરૂપ વર્ણન કરવામાં આવ્યું છે. તે ઉપરથી સ્ત્રીઓના ગૌરવની તથા તેમની રક્ષા કરવા માટે આર્યશાસ્ત્રની આજ્ઞા છે.

સ્ત્રીઓને નિર્લજ્જ બનાવી જાહેર બજારમાં આમતેમ ભટકાવી લોકના નાટકના પાત્રરૂપે થવા માટે આર્યશાસ્ત્રનો ઉપદેશ નથી. જે પુરૂષો સ્ત્રીધર્મની સત્તાનો નાશ કરવામાં, પતિવ્રતરૂપ કલ્પતરૂને મૂલમાંથી ઉચ્છેદ કરવાનો પ્રયત્ન કરે છે તેને જગદંબા ઉપર અત્યાચાર કર્યાનો દોષ લાગે છે. સ્ત્રીઓએ આપત્કાળ સિવાય કદિ પણ પરપુરૂષને પોતાનું મુખ બતાવવું ન જોઇએ. તે વિષે રામાયણમાં કહેલું છે કે:—

> यान शक्या पराद्रष्टुं भूतैराकाशगैरपि ।
> तामद्य सीतां पश्यन्ति राजमार्गे गता जनाः ॥

**અર્થઃ**—શ્રી રામચંદ્ર ભગવાનની સાથે વનવાસમાં જવા માટે જ્યારે સીતાજી શહેરમાં થઇને નીકળ્યાં તે વખતે અયોધ્યાવાસિઓ કહેવા લાગ્યા કે, જે સીતા માતાને પહેલાં આકાશગામી જીવ પણ જોવાને શક્તિમાન નહોતો તે સીતાદેવીને આજ રાજમાર્ગમાં સર્વે લોક જોવા લાગ્યા છે એ મહદાશ્ચર્ય છે!!

વળી જ્યારે રાવણ મરણ પામ્યો ત્યારે વિલાપ કરતી સતી મંદોદરી કહે છે કે:—

> दृष्ट्वा न खल्वसि क्रुद्धो मामिहाऽनवगुण्ठिताम् ।
> निर्गतां नगरद्वारात्पद्भ्यामेवाऽऽगतां प्रभो ! ॥
> पश्येष्टदार ! दारांस्ते भ्रष्टलज्जाऽवगुण्ठनान् ।
> बहिर्निष्पतितान्सर्वान्कथं दृष्ट्वा न कुप्यसि ॥

**અર્થ:**—હે સ્વામિન્! હું તમારી પટ્ટરાણી હોવા છતાં પણ લજ્જાનો ત્યાગ કરી આજ નગરની બહાર પગે ચાલીને આવી છું તેને જોઇને તમને શું ક્રોધ થતો નથી? વળી તમારી બીજી બધી સ્ત્રીઓ પણ મારી પેઠે લજ્જાનો ત્યાગ કરીને જાહેર રસ્તામાં થઇને આવી છે તેમને જોઇને તમને ક્રોધ કેમ થતો નથી? આ પ્રમાણે સઘળા પ્રમાણોથી આર્યસ્ત્રીઓ પ્રાચીન કાળમાં કેવી લજ્જાવાળી હતી તેનો નિશ્ચય થાય છે.

નારી જીવનની તૃતીય દશા વૈધવ્ય છે, પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી સતીને કદી વિધવાપણું પણ આવે તો તે વૈધવ્ય દશામાં પતિવ્રત્યનું ઉદ્યાપન થાય છે, સતીપણાના પરમ પવિત્ર ભાવમાં પતિના જીવનકાળમાં પતિના સાકારરૂપમાં જેમ તન્મયભાવવાળી હોય છે તેમ પતિના મૃત્યુ પછી પરમદેવતા પતિના નિરાકારરૂપમાં તે તન્મયતાને પામે છે. પતિવ્રતા સતી પતિવ્રતાના ધર્મના પ્રભાવથી પંચમ લોકમાં જઇ પતિની સાથે આનંદમાં મગ્ન થાય છે અને તેથીજ મનુભગવાને સ્ત્રીઓને માટે દ્વિતીયવાર વિવાહની મના કરેલી છે.

**सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।**
**सकृदाह ददामीति त्रीण्येतानि सतां सकृत् ॥**

પિતાની સમ્પત્તિ એકજવાર વહેચાય છે, કન્યા એકજવાર પાત્રને દાન કરાય છે, સઘળી વસ્તુઓનું દાન પણ એકવારજ અપાય છે. સત્પુરૂષ આ ત્રણે એકજવાર કરે છે. વળી મનુ ભગવાન કહે છે કે:-

**नविवाह विधावुक्तं विधवाऽऽ वेदनं पुनः ।**

વિવાહવિધિમાં વિધવાનો વિવાહ કોઇ પણ ઠેકાણે લખ્યો નથી. વિવાહોમાટે જેટલા વૈદિક મંત્રો છે તે સઘળા કન્યા અર્થાત્ અવિવાહિતા

સ્ત્રીને માટે કહેલા છે. માટે વિધવા સ્ત્રીઓએ સન્યાસિના જેવા ધર્મ પાળી પોતાનું જીવન પતિપરાયણ રાખવા માટે નીચે પ્રમાણે વર્તન રાખવું:—

**मृतेभर्त्तरि यानारी ब्रह्मचर्यव्रते स्थिता ।**
**साधृता लभते स्वर्गं यथा ते ब्रह्मचारिणः ॥**

**અર્થ:**—પતિના મરણ પછી જે સ્ત્રી બ્રહ્મચર્ય પાળે છે તે બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગ મેળવે છે. શ્રી ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે:—

**येहि सम्पर्शजाभोगा दुःखयोनयएवते ।**
**आद्यन्तवन्तः कौन्तेय ! नतेषु रमते बुधः ॥**

**અર્થ:**—વિષયોની સાથે ઈંદ્રિયોનો સંબંધ થવાથી જે સુખ થાય છે તે દુ:ખ રૂપજ છે: તે ઉત્પત્તિ નાશવાળા છે, તેમાં ડાહ્યા-વિવેકીઓ આનંદ માનતા નથી.

વિધવા સ્ત્રીએ ચોટલો રાખવો નહિ, પાન ખાવું નહિ, ચંદન કે ફુલ ધારણ કરવાં નહિ, સોના રૂપાનાં ઘરેણાં પહેરવાં નહિ, કાંસાના વાસણમાં જમવું નહિ, બે વખત ભોજન કરવું નહિ, આંખોમાં કાજળ આંજવું નહિ, ખાટલા ઉપર સૂવું નહિ, ભૂમિપર ગાદલું કે ચટાઇ પાથરી તે પર સુઈ રહેવું, શરીરે તેલ ચોળવું નહિ, નિત્ય નાહીને ધોળાં વસ્ત્ર પહેરવાં, ક્રોધને જીતવો, ઇંદ્રિયોને વશ રાખવી, કૃચ્છ્રચાંદ્રાયણ આદિ વ્રતો કરવાં, વૃદ્ધ સ્ત્રીઓના સહવાસમાં રહેવું, શૃંગાર રસનાં પુસ્તકો વાંચવાં નહિ, જેનાથી પોતાને સંસારપર અરૂચિ થાય, ઉદાસી ઉપજે તથા વૈરાગ્ય થાય એવા બોધક ગ્રંથો વાંચવા-સાંભળવા, અને અખંડ બ્રહ્મચર્ય પાળી ઇશ્વર ભજનમાંજ દિવસો નિર્ગમન કરવા.

ઉપર પ્રમાણે કન્યાવસ્થા, ગૃહસ્થાવસ્થા તથા વિધવાવસ્થાના ધર્મોનું સારાંશ રૂપે પ્રતિપાદન કરવામાં આવી નારી ધર્મનું વર્ણન હવે સમાપ્ત.

કરવામાં આવે છે. ઇશ્વરેચ્છા હશે તો " નારી ધર્મ " એ વિષે એક ઇલાયદુ પુસ્તક વિસ્તારથી શાસ્ત્રના પ્રમાણો સહિત પ્રસિદ્ધ કરવામાં આવશે. આર્યધર્મ જ્યારે અધ્યાત્મબળનું પોષણ કરવાનો ઉપદેશ કરે છે ત્યારે અનાર્યધર્મ માત્ર સ્થૂલશરીરના ભોગમાંજ સ્પૃહા રાખી તેની વૃદ્ધિનાજ પ્રયત્નમાં કાળક્ષેપ કરે છે. માટે વિવેકી સ્ત્રી પુરૂષોએ આત્મા અનાત્માનો વિવેક કરી અનાત્માને દુઃખરૂપ સમજી આત્મ સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે શાસ્ત્રે વિધાન કરેલાં વર્ણ તથા આશ્રમ ધર્મ અનુસાર નિષ્કામ કર્મમાં સદા પ્રવૃત્તિવાળા થવું. તથાસ્તુ.



## ॥ वेदकाण्डत्रय योगविज्ञान वर्णनम् ॥

### અધ્યાય ત્રીજો.

### વેદકાણ્ડત્રય યોગવિજ્ઞાન વર્ણન.

---

वेद मातर्जगन्मातर्महा योगेश्वरेश्वरि ! ।
विज्ञानं ते समाकर्ण्य चित्कलागोचरंननु ॥ १ ॥
दृष्टिरुन्मीलिताऽस्माकं दिव्या दार्शनिकीद्रुतम् ।
साम्प्रतं ते महादेवि ! ब्राह्याऽभ्यन्तरतो वयम् ॥ २ ॥
श्रोतुं दिदृक्षयेच्छामो वेदकाण्डत्रयस्यवै ।
विज्ञानं दुर्गमं योग रहस्यं दुर्लभं तथा ॥ ३ ॥

અર્થ—હે જગન્માત ! હે દેવજનનિ ! હે મહાયોગેશ્વરોની ઇશ્વરી ! આપની ચિત્કળાનું વિજ્ઞાન સાંભળીને અમારા દાર્શનિક[1] નેત્ર એકાએક ઉઘડી ગયાં છે, તેથી હવે અમે આપને અંતર અને બહાર જોવાની ઇચ્છાવાળા વેદના ત્રણ કાંડનું વિજ્ઞાન તથા યોગનું દુર્લભ રહસ્ય સાંભળવાની ઇચ્છા કરીએ છીએ ॥ ૧–૨–૩ ॥

को योगो वेदविज्ञानैस्तत्संबंधश्चकीदृशः ।
विस्तराद्वर्णयित्वैतत्कृत कृत्यान् कुरुष्व नः ॥ ४ ॥

---

૧ દિવ્યચક્ષુ.

અર્થ—યોગ એટલે શું ? વેદના વિજ્ઞાન સાથે તેનો સંબંધ કેવા પ્રકારનો છે, આ બંને વિસ્તારથી વર્ણન કરી અમને કૃતકૃત્ય કરશો ॥ ૪ ॥

महादेव्युवाच ।

મહાદેવી બોલ્યાં.

अस्म्यहं शक्तिरूपेण योगशक्तिः सुरोत्तमाः ! ।
सा कर्म्मोपासनाज्ञान-काण्डत्रयविधानतः ॥ ५ ॥
त्रिविधैरधिकारैर्हि योगशक्तिस्त्रिधा मता ।
यदेतल्लक्षणं गीतं योगः कर्म्मसु कौशलम् ॥ ६ ॥
तन्नूनं कर्म्मकाण्डीय-योगलक्षणमीरितम् ।
चित्तवृत्ति निरोधो वै योग एतद्धि लक्षणम् ॥ ७ ॥
विज्ञेयं सर्वथोपास्ति-काण्डयोगस्य निर्ज्जराः ! ।
अज्ञानजनितोपाधिं निःशेषमपनोद्य हि ॥ ८ ॥
एकत्वप्रतिपत्तिर्या योगः स्याच्छिवजीवयोः ।
अस्त्येतज्ज्ञानकाण्डीय-योगलक्षणमद्भुतम् ॥ ९ ॥

અર્થ—હે શ્રેષ્ઠ દેવતાઓ ! હુંજ શક્તિરૂપથી યોગ શક્તિ છું. તે યોગશક્તિના કર્મ, ઉપાસના અને જ્ઞાન એમ ત્રણ પ્રકાર છે. કર્મમાંસુકૌશલ કર્મને કર્મયોગ કહે છે. અર્થાત્ વેદે પ્રતિપાદન કરેલાં વર્ણઆશ્રમઅનુસાર કર્મનું સંપૂર્ણ રીતે અનુષ્ઠાન કરવું તેને કર્મયોગ કહે છે. હે દેવતાઓ ! ચિત્તવૃત્તિના

નિરોધને ઉપાસનાયોગ કહે છે. ઉપાસના કરવાથી ચિત્તવૃત્તિનો નિરોધથાય છે, નિરોધ થએલી વૃત્તિમાંજ જ્ઞાન આવિર્ભાવને પામે છે. અજ્ઞાનજનિત ઉપાધને નિઃશેષ ત્યાગ કરી જીવ અને બ્રહ્મનો અભેદ જાણવો તેને જ્ઞાનયોગ કહે છે; અર્થાત્ જીવ બ્રહ્મની એકતા અનુભવવી તે જ્ઞાન કાંડનું અદ્ભુત લક્ષણ છે ॥ ૫-૯ ॥

त्रयाणामिह काण्डानामुक्तानामनुरोधतः ।
त्रैविध्यं धारणायाश्च जानीत सुरसत्तमाः ! ॥ १० ॥

અર્થ—હે દેવ શ્રેષ્ઠો ! આ પ્રમાણે આ ત્રણે કાંડોના અનુસાર મારી ધારણા એટલે મને પ્રાપ્ત કરવાના પ્રકાર પણ ત્રણ જાતના છે ॥ ૧૦ ॥

भावयन्तः कर्मतत्त्वं पराभक्त्यधिकारिणः ।
अस्त्येवैतज्जगद्ब्रह्म धारणामीदृशीं मम ॥ ११ ॥
सर्वथा सर्वदा देवाः ! कुर्वते कर्मयोगिनः ।
मत्पराभक्तिनिष्णाता मद्भक्ता योगिनां वराः ॥ १२ ॥
ब्रह्मैवास्ते जगत्सर्वमिति धारणयाऽनिशम् ।
महात्मानो निरीक्षन्ते विश्वास्मिन् सुरसत्तमाः ॥ १३ ॥

અર્થ—હે દેવ શ્રેષ્ઠો ! કર્મના તત્ત્વને જાણનારા કર્મતત્ત્વદર્શી કહેવાય છે, તે મારી પરાભક્તિના અધિકારી છે. તે કર્મના તત્ત્વદર્શી "જગત્ એજ બ્રહ્મ છે" એવી ધારણાથી

મારી સર્વદા ઉપાસના કરે છે. યોગિઓમાં શ્રેષ્ઠ જે મારી પરાભક્તિમાં કુશળતાવાળા છે તે મારા ભક્તો “ બ્રહ્મજ જગત છે ” એ પ્રકારે અહર્નિશ આ જગત્માં મારી ભાવના કરે છે ॥ ૧૧-૧૨-૧૩ ॥

**"अहंब्रह्मास्मि" भो देवाः ! इति या धारणाऽस्ति मे ।**
**जीवन्मुक्ता महात्मानस्तदा तां प्राप्तुमीशते ॥ १४ ॥**

**यदैकत्वं मया सार्द्धं लभन्ते ज्ञानयोगतः ।**
**यःप्रवृत्तिं निवृत्तिश्च द्वे फले सम्प्रयच्छति ॥ १५ ॥**

**स द्विधा कर्म्मयोगोऽयं विभक्तोऽस्ति दिवौकसः ! ।**
**अन्तर्गं कर्म्मयोगस्य द्वयस्याद्वयमेव तत् ॥ १६ ॥**

**અર્થ**—“ હુંજ બ્રહ્મ છું ” એ સ્થિતિને પામવા માટે જીવન્મુક્ત મહાપુરુષજ અધિકારી છે, કારણ કે તે જ્ઞાનયોગ વડે મારી સાથે તદાકાર ભાવને પ્રાપ્ત થાય છે. મારી સાથે અભેદ કર્યા વિના કોઈપણ જીવન્મુક્ત જ્ઞાની કહેવાતો નથી, તેમજ થતો પણ નથી. હે દેવતાઓ ! કર્મયોગના બે પ્રકાર છે. એક પ્રવૃત્તિ રૂપ અને બીજો નિવૃત્તિ રૂપ ફલ આપનારો અર્થાત્ પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ કર્મયોગમાં અંતર્ગત છે. ॥ ૧૪-૧૫-૧૬ ॥

**सकामासक्तिबीजेन कर्म्मयोगेन चैकतः ।**
**जायते जगदश्वत्थ-वृक्षो द्वन्द्वात्मकः क्षयी ॥ १७ ॥**

અર્થ—આ દ્વંદ્વ મૂલક નાશવાન જગતરૂપી *અશ્વત્થ વૃક્ષ સકામ કર્મરૂપી બીજથી ઉત્પન્ન થાય છે અર્થાત્ કર્મમાં આસક્તિ રાખવાથી (સકામ કર્મોથી) જન્મમરણ રૂપ આ નામ રૂપાત્મક જગત્ ઉત્પન્ન થાય છે ॥ ૧૭ ॥

यःपरीणामशीलोऽपि ददात्यभ्युदयं फलम् ।
निष्कामत्वस्वरुपेण बीजेन कर्म्मयोगतः ॥ १८ ॥

परमानन्दभावस्य द्योतकोऽनश्वरोऽन्यतः ।
जायते मधुरोदर्कः प्रबोधः कल्पपादपः ॥ १९ ॥

यस्मान्निःश्रेयसं देवाः ! फलमुत्पद्यतेऽमृतम् ।
कर्म्मयोगविभागाभ्यामाभ्यां द्वाभ्यां निरन्तरम् ॥ २० ॥

द्वेफले फलतोनूनं कैवल्या भ्युदयाविति ।
हितं मद्वचनं भूयोदेवाः ! सर्वैर्निशम्यताम् ॥ २१ ॥

અર્થ—સકામ કર્મો પરિણામી હોવા છતાં [1]અભ્યુદય રૂપી ફલને આપે છે. બીજો નિષ્કામ કર્મયોગ જેથી પરમાનંદ ભાવ રૂપ અપરિણામી પ્રબોધ રૂપી મધુર કલ્પવૃક્ષ ઉત્પન્ન થાય છે. જેમાંથી હે દેવતાઓ ! [2]નિશ્રેયસ રૂપી અમૃતફલની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે કર્મયોગના એ બે વિભાગોમાંથી

* પીંપળાનું વૃક્ષ.

૧ અભ્યુદય=સુખ

૨ નિશ્રેયસ=જેનાથી બીજું સારૂં છે નહીં એવું; કલ્યાણની અવધિ.

નિરંતર અભ્યુદય તથા નિઃશ્રેયસ રૂપ બે ફલ અવશ્ય પ્રગટ થાય છે. હે દેવતાઓ ! વળી તમે મારી રીતની વાત સાંભળો ॥ ૧૮–૧૯–૨૦–૨૧ ॥

शक्तौ हि कर्म्मयोगस्यानुस्यूता सर्वथा सती ।
सकाम कर्म्मयोगिभ्यो नूनमभ्युदयंददे ॥ २२ ॥
निष्कामकर्म्मयोगिभ्यस्तथा निःश्रेयसं पदम् ।
बोध्यैषोपनिषत्कर्म्म–काण्डयोगस्य शाश्वती ॥ २३ ॥

અર્થ—હું કર્મયોગની શક્તિમાં સર્વથા ઓતપ્રોત રહીને સકામકર્મ કરનારાને અભ્યુદય–સંસાર સુખ આપું છું તથા નિષ્કામ કર્મ કરનારા યોગિઓને નિઃશ્રેયસ પદની પ્રાપ્તિ કરૂં છું. આ નિઃશ્રેયસ પદ આવાગમનથી રહિત હોવાથી સાધક ફરીને જન્મમરણ રૂપ ભવાબ્ધિમાં પડતો નથી. આ પ્રમાણે કર્મકાંડયોગનું સનાતનરહસ્ય છે ॥ ૨૨–૨૩ ॥

मद्वाप्ति मूलकं देवाः ! सकामं कर्म्म वर्त्तते ।
नानाधिकारभेदेभ्यो बहुशाखासमन्वितम् ॥ २४ ॥ *

---

* આ સકામ કર્મની ગતિ કેવી છે. તે વિષે શ્રીમદ્ ભગવદ્ ગીતાંમાં નીચે પ્રમાણે કહેલું છે તેનો અર્થ સાધકને જાણવા માટે અનુવાદ કરૂં છું.

बहुशाखाह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥
यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः
वेदवादरताः पार्थ नान्यदस्तीतिवादिनः ॥ ४२ ॥

अतएव च पुण्यानां यथाकालमहं हृदि ।
ऋषीणां सम्प्रविश्यैव वेदांस्त्रैगुण्यगोचरान् ॥ २५ ॥
प्रकाशयाम्यनेकाभिः शाखाभिः समलंकृतान् ।
सम्प्रदायविभिन्नत्वमहमाश्रित्य नैकशः ॥ २६ ॥
नानाधिकारि मर्त्येभ्योऽभ्युदयं प्रददेऽमराः ।
व्यवसायात्मिकाबुद्धिरेकैव वर्त्ततेखलु ॥ २७ ॥
बहु शाखाह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ।
निवृत्तिमूलकस्त्वेको निष्काम कर्मयोगकः ॥ २८ ॥
निर्विकारोऽभयोऽद्वैतो निर्विकल्पोऽस्त्यसंशयम् ।
वासनायाश्चं चलत्वं किञ्चिन्नैवात्र विद्यते ॥ २९ ॥

---

कामात्मानः स्वर्गपरा जन्मकर्म फलप्रदाम् ।
क्रियाविशेष बहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥
भोगैश्वर्य प्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिकाबुद्धिः समाधौनविधीयते ॥ ४४ ॥

**અર્થ:**—કામનાવાળા પુરૂષોની સમજણો તો તેમની કામનાઓના ભેદથી ઘણી શાખાઓવાળી તથા ઘણા પ્રકારવાળી છે ॥ ૪૧ ॥

હે પૃથાના પુત્ર અર્જુન! બ્રહ્મના પ્રતિપાદનરૂપ વેદના ખરા ભાવને નહિ જાણનારા વિચારહીન કર્મપરાયણ પુરૂષો આ કર્મકાંડનો ઉપદેશ કરનારી વેદરૂપ વાણીને વખાણે છે તે વાણી અર્થવાદ રૂપ હોવાથી માત્ર પુરો વિચાર કર્યા વિનાજ રમણીય જણાય છે. તે વાણીમાં પ્રીતિ રાખનારા

અર્થ—હે દેવતાઓ! પ્રવૃત્તિ મૂલક સકામ કર્મ નાના અધિકારના ભેદ વડે અનેક શાખાવાળાં છે; તેથી હું જે તે સમયે પવિત્ર ઋષિયોનાં અંતઃકરણમાં પ્રવેશ કરીને ત્રિગુણાત્મક વેદોને અનેક શાખાઓમાં પ્રગટ કરૂં છું. તેથી હે દેવતાઓ!

---

અજ્ઞાની પુરૂષો (કેવળ કામનાવાળાકર્મમાં પ્રીતિવાળા) સ્વર્ગાદિરૂપ ફળથી ભિન્ન, જ્ઞાનનું મોક્ષરૂપ અન્ય ફળ નથી એમ કહેનારા છે. ॥ ૪૨ ॥

સ્વર્ગનાં સુખો ભોગવવાની તૃષ્ણાથી ભરેલા મનવાળા અને સ્વર્ગનેજ ઉત્તમ માનનારા તે પુરૂષો જન્મ તે વડે થતાં વૈદિક કર્મો, તથા તે વડે પ્રાપ્ત થતાં ધનાદિરૂપ ફળને દેનારી અને સ્વર્ગનાં સુખો તથા ઐશ્વર્યની પ્રાપ્તિમાટે અગ્નિહોત્રાદિ કર્મોને લંબાણથી પ્રતિપાદન કરનારી તે કર્મોની સ્તુતિરૂપ વાણીને વખાણે છે. ॥ ૪૩ ॥

સ્વર્ગનાં સુખોમાં તથા ત્યાંનાં ઐશ્વર્યોમાં અત્યંત આસક્તિવાળા ને તેવડે જેમનાં ચિત્ત ખેંચાયેલાં છે એવા સકામ કર્મપરાયણ પુરૂષમાં આત્મ-સ્વરૂપના સાચા નિશ્ચયવાળી સમજણ હોતી નથી. ॥ ૪૪ ॥

ઉપર પ્રમાણે સકામ કર્મવાળાંને શ્રી પરમાત્માએ પણ આત્મ-સ્વરૂપથી વિમુખ કહ્યા છે. વળી શ્રીમદ્ ગીતાના અધ્યાય ૨ શ્લોક ૪૫ નો ઉપદેશ કરે છે કેઃ—

**त्रैगुण्यविषयावेदा, निस्त्रैगुण्योभवार्जुन ।**
**निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो, निर्योगक्षेमआत्मवान् ॥**

અ. ૨ શ્લો. ૪૫.

હે અર્જુન! **वेदाः त्रैगुण्य विषयाः**=વેદનો વિષય ત્રૈગુણ્ય એટલે સંસાર છે. **त्वं**=તું **निस्त्रैगुण्यः**=નિષ્કામ **निर्द्वन्द्वः**=શીત ઉષ્ણ, સુખ-દુઃખ લાભાલાભ ઇત્યાદિ દ્વંદ્વોની રહિત, **नित्यसत्त्वस्थः**=હમેશા સત્ત્વગુણી, **निर्योगक्षेमः**=યોગ ક્ષેમની ચિંતા ન કરવી, તથા **आत्मवान्**=સ્વરૂપમાં

હુંજ ધર્મના અનેક સંપ્રદાયરૂપે થઇ જેની જેવી કામના હોય છે તે તે કામના અનુસાર ફળપ્રદાન કરૂં છું. વ્યવસાયાત્મિકા (નિષ્કામકર્મ યોગરૂપા-બુદ્ધિ) એક પ્રકારનીછે પરંતુ અવ્યયસાયિયોની એટલે સકામકર્મિઓની બુદ્ધિ બહુ શાખાઓવાળી હોવાથી અનંત છે. માટે નિવૃત્તિ મૂલક નિષ્કામ કર્મયોગ નિઃસંદેહ, એક, અદ્વૈત, નિર્વિકાર, નિર્ભય, તથા વિકલ્પ રહિત છે. તેમાં ફળની તૃષ્ણાનો પરિત્યાગ હોવાથી સંસાર પ્રાપ્ત કરનારી વાસના હોતી નથી. જે વાસના સાધકોને દુર્ગતિ આપનારી છે ॥ ૨૪-૨૫-૨૬-૨૭-૨૮-૨૯ ॥

---

સાવધાન, **भव**=થા. [વેદમાં કર્મકાંડને સંસારનો વિષય કહેલો છે અર્થાત્ સકામ કર્મો કરવાથી સંસાર પ્રાપ્ત થાય છે, તથા વિવેક રહિત થઇ જન્મ મરણની સ્થિતિ મેળવાય છે, માટે તું નિષ્કામ, નિર્દ્વંદ્વ વિગેરે થા. સ્વધર્મ સમજી કર્મનું અનુષ્ઠાન કરવાથી ચિત્ત શુદ્ધ થાય છે, ચિત્તની શુદ્ધિ થવાથી મુમુક્ષુત્વ પ્રાપ્ત છે. મુમુક્ષુને વિષયની ઇચ્છા મુક્તિના માર્ગમાં પ્રતિબંધરૂપ છે. આ વિષે શ્રી અષ્ટાવક્ર ગીતામાં કહ્યું છે કેઃ—**कथं ज्ञान मवाप्नोति? कथं मुक्तिर्भविष्यति?** અધિકારીને જ્ઞાન શી રીતે થાય? મુક્તિ શી રીતે થાય? **मुक्तिमिच्छसिचेत्तात विषयान् विषवत्त्यज**=હે શિષ્ય તને મુક્ત થવાની ઇચ્છા હોય તો વિષયોને-ભોગોને વિષ એટલે ઝેર જેવા સમજીને તેને ગ્રહણ કરીશ નહીં. આ બધા ઉપરથી જણાશે કે શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને **निस्त्रैगुण्यो भव**=એ વાક્ય વડે વસ્તુઓનું રાગપૂર્વક સ્મરણ કરવાનો તથા તેમને ગ્રહણ કરવાનો સ્વભાવ છોડી દેવા માટે ઉપદેશ કર્યો છે. અર્થાત્ નિષ્કામ થવા માટે આજ્ઞા કરેલી છે એજ ભાવ શ્રી શક્તિ ગીતાના શ્લોક ૨૭ થી ૨૯ સુધીમાં પ્રતિપાદન કરેલ છે.

नेहाभि क्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्म्मस्य त्रायते महतो भयात् ॥ ३० ॥ *

અર્થ—એમાં કર્મના ફલનો નાશ નથી-તેમ નિષ્કામ કર્મયોગમાં દોષની પણ પ્રાપ્તિ થતી નથી. આ ધર્મનું જરા પણ પાલન થયું હોય તો તે મોટા ભયથી રક્ષણ કરે છે ॥ ૩૦ ॥

यद्यप्यस्मि प्रतिष्ठात्री धर्म्मयोरुभयोरहम् ।
प्रवृत्तिमूलकस्याथ निवृत्तिमूलकस्य च ॥ ३१ ॥

અર્થ—જોકે પ્રવૃત્તિ ધર્મ તથા નિવૃત્તિ ધર્મ એ બંને ધર્મનું અધિષ્ઠાન પણ હુંજ છું. ॥ ૩૧ ॥

मामेवमाप्नुतोदेवाः ! द्विविधौ कर्म्मयोगिनौ ।
पार्थक्यं नापि किञ्चिच्च द्वयोर्म्मोक्षे प्रतीयते ॥ ३२ ॥

---

* આ શ્લોક શ્રીમદ્ ભગવદ્ ગીતાના બીજા અધ્યાયના ૪૦ મા શ્લોકને મળતો છે. યજ્ઞ દાનાદિ વૈદિક તથા ખેતી આદિ લૌકિક કર્મો કહેવાય છે. ઇશ્વર પરાયણ બુદ્ધિવડે કરેલાં કર્મોનાં ફલનો જેમ નાશ નથી, તેમતેમાં અંગોની ન્યૂનાધિકતારૂપ વિગુણતાથી કર્તાને દોષની પણ પ્રાપ્તિ થતી નથી. તાત્પર્ય કે ખેતી આદિક વ્યવહારિક કર્મોનું અમુક ફલ અવસ્ય મળશે એવો નિશ્ચય નથી, તેમજ કામ્ય કર્મોમાં અંગોની ન્યૂનાધિકતાથી કર્તાને દોષની પ્રાપ્તિ થાય છે. આ નિષ્કામ કર્મયોગનું અનુષ્ઠાન તો ચિત્ત શુદ્ધિદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ કરાવી અધિકારી પુરુષને જન્મ-મરણરૂપ સંસારના મોટા ભયથી રક્ષા કરે છે.

वासनानोदितः कर्म्मा यथैव कुरुतेऽवशः ।
अधिकारी सकामस्य कर्म्मयोगस्य कर्म्मयत् ॥ ३३ ॥
तन्निष्कामव्रतस्नातः कर्म्मयोगी स्वभावतः ।
विधत्ते लोकशिक्षार्थं ज्ञानानुस्यूतमानसः ॥ ३४ ॥*

**અર્થ**—તેમજ હે દેવતાઓ! એ બંને શ્રેણીના કર્મયોગીઓ ( નિષ્કામ કર્મ યોગી તથા સકામ કર્મ

---

* **વિવેચનઃ**—શ્રી મહાદેવીએ સકામ કર્મ અને નિષ્કામ કર્મના અધિકારીઓ જૂદા જૂદા છે એમ શ્લોક ૩૩ તથા ૩૪ માં પ્રતિપાદન કરેલું છે. તેમજ સકામ કર્મ કરનારાની બુદ્ધિ તથા તેમને થનારા ફળ વિષે શ્રી શક્તિ ગીતાના શ્લોક ૨૭ થી ૨૯ સુધીમાં પ્રતિપાદન કરેલું છે અને તેના સમર્થનમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાના શ્લોકોનો પણ અનુવાદન કરવામાં આવ્યો છે. હવે આ સ્થળે નિષ્કામ કર્મ કરનારાની બાબતમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાના શ્લોકોનો અનુવાદ કરવામાં આવે છે. શ્રી શક્તિ ગીતાનો શ્લોક ૩૦ તથા શ્રીમદ્ ભગવદ્ ગીતાનો શ્લોક ૪૦ મો એકજ છે. તેમાં નિષ્કામ કર્મવડે કર્મનાં બંધનોનો અવશ્ય પરિત્યાગ થાય છે. નિષ્કામ કર્મથી અંતઃકરણ શુદ્ધ થઇ જ્ઞાન પ્રાપ્ત થાય છે. નિષ્કામ કર્મયોગનું સ્વરૂપ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં નીચે પ્રમાણે આપ્યું છે.

योगस्थः कुरुकर्माणि, संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा, समत्वं योगउच्यते ॥

શ્રીમદ્ ભગવદ્ ગીતા અ. ૨ શ્લોક ૪૮.

**धनंजय**=હે અર્જુન! (ધનને જીતનારા) **योगस्थ**=કર્મયોગમાં સ્થિત થઇ **संगं त्यक्त्वा**=ફલની ઇચ્છાનો ત્યાગ કરીને **सिद्ध्य सिद्ध्योः**

યોગીઓ ) મનેજ પ્રાપ્ત થાય છે. સામાન્ય મનુષ્યોને તેમનામાં કોઈ પણ પ્રકારનો ભેદ જણાતો નથી કારણ કે તે બંનેની બાહારની પ્રવૃત્તિ સરખી જોવામાં આવે છે. તેમનામાં કેવાપ્રકારનો ભેદ છે તે તત્ત્વદર્શિઓ જાણે છે. સકામીઅધિકારી

---

સિદ્ધિ અને અસિદ્ધિમાં અર્થાત્ ફળ મળે કે ન મળે તેમાં **समः**=હર્ષ શોક રહિત, **भूत्वा**=થઈ **कर्माणि कुरु**:=કર્મોને કર, **समत्वम् योगः उच्यते** હર્ષ શોકથી રહિત થવું તે યોગ કહેવાય છે.

હે અર્જુન! તું નિષ્કમ કર્મયોગનું અનુષ્ઠાન કરવા માટે ફલની ઇચ્છાનો ત્યાગ કરીને લાભ થાય કે ન થાય તેમાં હર્ષ શોક રહિત થઈ કર્મો કર. સમપણું યોગ કહેવાય છે.

સકામકર્મો કરતાં નિષ્કામ કર્મો શ્રેષ્ઠ છે એમ જણાવે છેઃ—

**दूरेणह्यवरं कर्म, बुद्धियोगाद्धनंजय !**

**बुद्धौ शरणमन्विच्छ, कृपणाः फलहेतवः ॥ ४९ ॥**

**અર્થઃ**—હે ધનંજય! ખરેખર નિષ્કામ કર્મથી સકામ કર્મ અતિ અધમ છે માટે તું પરમાત્મ બુદ્ધિની પ્રાપ્તિ માટે નિષ્કામ કર્મ કરવાની ઇચ્છા કર. સકામ પુરૂષો તો પરમાત્માને નહીં જાણનારા છે. બુદ્ધિયોગ–આત્મજ્ઞાન રૂપ બુદ્ધિના સાધનરૂપ નિષ્કામ કર્મયોગ કહેવાય છે. સકામકર્મો પરમપદથી અતિ દૂર હોવાથી અધમ છે. નિષ્કામકર્મો પાપોની નિવૃત્તિ કરે છે, તેથી ચિત્ત શુદ્ધ થાય છે. ચિત્ત શુદ્ધ થવાથી બ્રહ્મસાક્ષાત્કાર થાય છે માટે અધિકારીઓએ સકામકર્મો ત્યજી નિષ્કામકર્મો કરવાં જોઈએ ॥ ૪૯ ॥

વળી નિષ્કામ કર્મો કરનારને શું ફલ થાય છે તે જણાવે છેઃ-

**बुद्धियुक्तो जहातीह, उभे सुकृतदुष्कृते ।**

**तस्माद्योगाय युज्यस्व, योगः कर्मसुकौशलम् ॥ ५० ॥**

વાસનાને વશ થઈને કર્મો કરે છે અને નિષ્કામી સ્વાભાવિક રૂપથી જ્ઞાનમાં અનુસ્યૂત રહીને લોકસંગ્રહાર્થે કર્મો કરે છે ॥ ૩૨–૩૩–૩૪ ॥

भावासक्ति पृथग् भावा, दत्यन्तात्तु द्वयोरहम् ।
साधारण विशेषाख्यौ धर्मौ संस्थापये क्रमात् ॥ ३५ ॥

**અર્થ**—આ બંને અધિકારીઓની એટલે સકામ તથા નિષ્કામ અધિકારીઓની આસક્તિ અને ભાવની અત્યન્ત પૃથક્તા છે તેથી તેમના ધર્મો પણ અનુક્રમે વિશેષ તથા સાધારણ એમ બે પ્રકારના હું સ્થાપિત કરૂંછું. ॥ ૩૫ ॥

नैके विशेषधर्म्मस्यह्यधिकारा भवन्त्यतः ।
नास्ति साधारणे धर्मेत्वधिकारात्रिभिन्नता ॥ ३६ ॥

**અર્થ**—સાધારણ ધર્મના અધિકારીઓનો ભેદ હોતો નથી. કારણકે આસક્તિવાળા સકામી (મનુષ્યોની) સંખ્યા ઘણી હોય છે. તેથી તે સઘળા એક અધિકારના હોવાથી તેમનો ધર્મ

---

**અર્થ:**—સમપણાની બુદ્ધિવાળોપુરૂષ શાસ્ત્રે વિધાન કરેલાં પુણ્યપાપ રૂપ બંને પ્રકારના કર્મોને ત્યજી દે છે; અર્થાત્ તેને પુણ્ય અને પાપ એ બેમાંનું કાંઈપણ લાગતું નથી માટે સમપણાની બુદ્ધિરૂપ યોગને માટે તું પ્રવૃત થા. સમત્વબુદ્ધિરૂપ યોગનું કુશળપણું સાધકને બંધન કરતું નથી અર્થાત્ તેને જન્મ મરણના ફેરામાં નાખતું નથી એજ તેની કુશળતા છે. સકામ કર્મો તો બંધન કરનારાં છે અને નિષ્કામકર્મ મુક્તિ આપનારાં છે. એ બંને કર્મ વચ્ચે મોટો ભેદ છે.

પણ એકજ હોય છે. જ્યારે વિશેષ અધિકારી જૂદા જૂદા હોવાથી તેમના ધર્મો પણ ભિન્ન ભિન્ન છે ॥ ૩૪ ॥

**यथारोचेत वो देवाः ! कर्म्मयोगं तथाविधम् ।**
**निःश्रेयसं समाश्रित्याऽभ्युदयं वाप्यत्राप्नुत ॥ ३७ ॥**

**અર્થ**—હે દેવતાઓ ! તમારી જેવી રૂચિ હોય તે પ્રમાણેને કર્મયોગનું અનુષ્ઠાન કરી, અભ્યુદય અથવા નિઃશ્રેયસ પ્રાપ્ત કરો ॥ ૩૫ ॥

**तिस्रो यद्यपि जीवानामस्म्यहं गतयो ध्रुवम् ।**
**कृष्णशुक्ले तथापि स्तः प्रवृत्ति मूलिकेगती ॥ ३८ ॥**

**અર્થ**—જોકે જીવોની ત્રણ પ્રકારની ગતિ હુંજ છું. તથાપિ કૃષ્ણ તથા શુક્લ ગતિ પ્રવૃત્તિ ધર્મવાળી છે ॥ ૩૮ ॥

**सहजाख्यगतेरस्ति ह्यधिकारस्तु केवलम् ।**
**योगस्थानां सुशान्तानां निष्कामव्रत शालिनाम् ॥३९॥**

**અર્થ**—સહજ નામની ગતિના અધિકારી તો કેવળ નિષ્કામ કર્મયોગીઓજ હોય છે, કારણ કે તેઓ સદા શાંત ચિત્તવાળા અને ઈશ્વર પરાયણ વૃત્તિવાળા હોય છે ॥ ૩૯ ॥

**सुखानन्द स्वरुपाप्त्या महमेव निरन्तरम् ।**
**निखिलो पासकान् देवाः ! कर्म्मयोगे प्रवर्त्तये ॥४०॥**

**અર્થ**—હે દેવતાઓ ! જેઓ નિષ્કામી કર્મયોગીઓ છે, તેઓને સુખ અને આનંદની પ્રાપ્તી થવા માટે, હુંજ તેમને સદા ઉપાસનામાં આરૂઢ કરૂં છું ॥ ૪૦ ॥

मुखमेतद्धि जानीत, विषयानन्द मूलकम् ।
आनन्दोविद्यते नूनं मत्स्वरुपं न संशयः ॥ ४१ ॥

**અર્થ**—પ્રવૃત્તિ ધર્મથી ઉત્પન્ન થનારૂં સુખ વિષયાનંદ રૂપ સુખ છે એમ સમજવું તથા મારા સ્વરૂપમાંજ જે સુખ રહેલું છે તે આનંદ રૂપ છે, અર્થાત્ તેમાં કોઇ પણ પ્રકારનો વિકાર નથી તેમજ ઓછાવત્તાપણું નથી તે તો કેવળ એક રૂપેજ રહે છે ॥ ૪૧ ॥

ये ममो पासकास्सन्तो, योगिनो मद्विभूतिषु ।
मच्छक्तिष्वपि, मुह्यन्ति, [1]दक्षिणास्सन्ति तेऽपिच ॥४२॥

**અર્થ**—મારા ઉપાસક યોગીઓ જેઓ મારી વિભૂતિ તથા શક્તિઓમાં મુગ્ધ થઇ તેમનીજ ઉપાસના કરે છે તેઓ પણ ઉદાર છે ॥ ૪૨ ॥ [2]

---

શક્તિ ગીતામાં આવેલા [1]**दक्षिणाः** અને શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્લોક ૧૮ માં આવેલા **उदाराः** એ બને શબ્દો એકજ અર્થમાં છે અને એકજ ભાવને જણાવે છે માટે શક્તિ ગીતા અને શ્રીમદ્ ભગવદ્ ગીતાની એકતા સિદ્ધ થાય છે.

૨ વિવેચનઃ—શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કયા કયા ભક્તો પરમેશ્વરને ભજે છે તે અધ્યાય ૭ માં શ્લોક ૧૬ થી ૧૮ સુધીના શ્લોકમાં દર્શાવેલું છે.

चतुर्विधा भजंतेमां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी, ज्ञानीच भरतर्षभ ॥ १६ ॥

मद्विभूतिमनिच्छंस्तु शक्तिमप्यैश्वरींमम ।
योगं साध्नोतियो नित्यं केवलं मद्वाप्तये ॥ ४३ ॥
निष्काम योगनिष्ठोऽसौज्ञानीत्वात्मैव मेमतम् ।
आर्त्तो जिज्ञासु रर्थार्थी भक्ता मे त्रिविधाइमे ॥ ४४ ॥
अध्वनीनाः सकामस्य भक्ति योगस्य सन्ति हि ।
चतुर्थो ज्ञानिभक्तस्तु मत्स्वरुपो न संशयः ॥ ४५ ॥

**અર્થ**—પરંતુ જે ભક્ત મારી વિભૂતિઓ તથા શક્તિઓની ઇચ્છા નહીં રાખતાં કેવળ મારી પ્રાપ્તિને (માટેજ) નિરંતર યોગ સાધન કરે છે, તે નિષ્કામ યોગનિષ્ઠ જ્ઞાની

---

હે ભરત વંશમાં શ્રેષ્ઠ! હે અર્જુન! ચાર પ્રકાર સુકૃત કરનારા જનો મને ભજે છે, (૧) દુઃખીયો (૨) મુમુક્ષુ (૩) ભોગના સાધનોને ઇચ્છનારો (૪) જ્ઞાની.

तेषां ज्ञानी नित्ययुक्त, एकभक्ति र्विशिष्यते ।
प्रियोहि ज्ञानीनो ऽत्यर्थमहं सच मम प्रिय ॥ १७ ॥

**અર્થ:**—તેઓમાં નિત્ય સમાહિત ચિત્તવાળો તથા એક ભક્તિવાળો જ્ઞાની ઉત્કૃષ્ટ છે, કેમકે હું જ્ઞાનીને ઘણો વહાલો છું અને તે મને બહુ વહાલો છે. ॥ ૧૭ ॥

उदाराः सर्व एवैते, ज्ञानीत्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा, मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥

એ બધા ઉત્તમજ છે પણ જ્ઞાની તો મારો આત્માજ છે, એમ મારૂં મત છે, કેમકે તે સમાહિત અંતઃકરણવાળો મનેજ સર્વોત્તમ ગતિરૂપ માનીને મારેજ આશ્રયે રહેલો છે. ॥ ૧૮ ॥

મારોજ આત્મા છે. બીજા ત્રણ પ્રકારના ભક્તો જેવા કે (૧) આર્ત્ત (૨) જિજ્ઞાસુ (૩) અર્થાર્થી તે સકામ કર્મ કરનારા છે. પણ જ્ઞાની જે મારો ભક્ત છે તે તો મારો આત્મા છે ॥ ૪૩-૪૫ ॥ *

**सर्व्वांस्त्व भ्युदयस्यापि बीजेषु योगसिद्धिषु ।**
**मत्सायुज्य दशामाप्तौ बाधिकास्ता न साधिकाः ॥४६॥**

---

* **વિવેચન:**—શ્રી શક્તિ ગીતાના અધ્યાય ૩ જાના શ્લોક ૪૫ થી ૪૭ સુધીમાં જણાવેલા ભક્તો અને શ્રીમદ્ ભગવદ્ ગીતાના અધ્યાય ૭ ના શ્લોક ૧૬ થી ૧૮ સુધીમાં જણાવેલા ભક્તોની એકતા સિદ્ધ થાય છે. બીજા બધા ભક્તો કરતાં ચાર પ્રકારના ભક્તો ગીતામાં મુખ્ય ગણવામાં આવ્યા છે તેનું કારણ એવુ છે કે પૂર્વે જન્મોમાં અનેક પુણ્યકર્મોનો સંચય કર્યાને લીધે સફલ જન્મવાળા ચાર પ્રકારના પુરુષો મને ભજે છે તે ચારમાં ત્રણ સકામ અને છેલ્લો નિષ્કામ છે દુ:ખથી પીડા પામેલો તે "આર્ત્ત" આત્મજ્ઞાન પામવાની નિરંતર ઇચ્છા રાખનારો તે જિજ્ઞાસુ, ધન, સ્ત્રી, પુત્રાદિક ભોગનાં સાધનોને ઇચ્છનારો તે અર્થાર્થી, અને આત્માનો જેને સાક્ષાત્કાર થયો છે તે જ્ઞાની. નિષ્કામ પ્રેમી ભક્તનો પણ (જ્ઞાનીમાં) સમાવેશ થાય છે. આર્ત્ત અર્થાર્થી અને જિજ્ઞાસુ એ ત્રણ જોકે સકામ છે, છતાં મારા ભક્ત હોવાથી મારી ભક્તિથી રહિત બીજાં માણસોથી શ્રેષ્ઠ છે એ ત્રણ પ્રકારના ભક્તો પોતાના ઇચ્છેલા વિષયોને તથા મને પ્રિય ગણે છે અને જ્ઞાની મારામાં નિરંતર પોતાના ચિત્તને એકાગ્ર કરતો છતો મનેજ સર્વોત્કૃષ્ટ પરમફલરૂપ માનીને મારે આશ્રયે રહે છે.

**અર્થ**—મારી સઘળી યોગની સિદ્ધિઓ જોકે અભ્યુદયને એટલે નાના પ્રકારના ભોગને આપનારી છે પણ તે મારા સ્વરૂપની પ્રાપ્તિ કરવામાં વિઘ્ન રૂપ છે અર્થાત્ અભ્યુદય એટલે નાના પ્રકારના ભોગો આપનાર તે સિદ્ધિઓ ભક્તને પરમેશ્વરીથી વિમુખ કરે છે માટેજ નિષ્કામ કર્મ કરવાં કહેલાં છે શ્રી શક્તિ દેવી પોતાના નિષ્કામ ભક્તના અધિકાર અનુસાર તેના યોગક્ષેમનું વહન કરે છે માટે સાધકે નિષ્કામ ભક્તિપરાયણ રહેવા માટે સદા આદરપૂર્વક પ્રયત્નવાન થવું ॥ ૪૬ ॥

**पराभक्तेर्विरोधिन्यो विघ्नन्तेऽत्यन्तमेव च ।**
**ऐशीनां खलु सिद्धीनां शक्तीनामपि सर्वशः ॥ ४७ ॥**
**हेतुत्वं वहते प्राप्तेः संयमो विबुधर्षभाः ! ।**
**मद्वाप्तावेक तत्त्वाभ्यासः कारणतां व्रजेत् ॥ ४८ ॥**

**અર્થ**—તથા મારી પરાભક્તિની એ સિદ્ધિઓ અત્યન્ત વિરોધી છે અર્થાત્ મારી પરાભક્તિમાં તે સિદ્ધિઓ સાધકને વિઘ્ન કરનાર છે. માટે હે શ્રેષ્ઠ દેવતાઓ ! જો તમારે એ સિદ્ધિઓ પ્રાપ્ત કરવી હોય તો તેને માટે સંયમનું અનુષ્ઠાન કરવું અને મારા સ્વરૂપની પ્રાપ્તિ કરવી હોય તો તમારે અદ્વૈત તત્ત્વનો અભ્યાસ કરવો ॥ ૪૭-૪૮ ॥

**योगः स्वरूपतो नूनमष्टांगेषु विभज्यते ।**
**यमश्च नियमश्चैव तथैवासनमेव च ॥ ४९ ॥**

प्राणायामस्तथा देवाः ! प्रत्याहारश्च धारणा ।
ध्यानं समाधिरित्यष्टौ योगस्यांगानि सन्तिह ॥ ५० ॥

**અર્થ**—હે દેવતાઓ ! યોગનાં આઠ અંગ છે. તેમનાં નામ (૧) યમ, (૨) નિયમ, (૩) આસન, (૪) પ્રાણાયામ, (૫) પ્રત્યાહાર, (૬) ધારણા, (૭) ધ્યાન, (૮) સમાધિ, આ પ્રમાણે યોગનાં આઠ અંગ છે ॥ ૪૯–૫૦ ॥

एकतत्त्वैकमूलस्सनन्यः संयममूलकः ।
अयमष्टांगयोगोहि षोडशांगैः मपूर्यते ॥ ५१ ॥

**અર્થ**—આ અષ્ટાંગ યોગ રૂપ સંયમ તથા અદ્વૈત તત્વનો અભ્યાસ એ બંને મળીને મારા સ્વરૂપની પ્રાપ્તિના સોળ અંગ પૂર્ણ થાય છે ॥ ૫૧ ॥

मंत्रोहठोलयो राजयोग एते चतुर्विधाः ।
क्रियासिद्धांशभेदावै सान्ति योगस्य निर्ज्जराः ॥ ५२ ॥

**અર્થ**—હે દેવતાઓ ! યોગની ક્રિયાસિદ્ધિના ચાર ભેદ છે. જેવા કે મંત્રયોગ, હઠયોગ, લયયોગ, અને રાજયોગ. ॥ ૫૨ ॥

निरोधश्चित्तवृत्तीनां [1]नामरूपावलम्बनात् ।
साध्यते साधकैर्यत्र मंत्रयोगः स उच्यते ॥ ५३ ॥

૧ "नामरूपावलम्बनात्" શક્તિ ગીતાના ૫૩ મા શ્લોકથી નામ-રૂપાત્મક સૃષ્ટિ કેવી રીતે થઇ તે વિષે વિવેચન કરવામાં આવેલું છે તે, તથા મંત્રયોગ વિષે પણ વિવેચન કરવામાં આવે છે:—

**અર્થ**—નામ અને રૂપની સહાયતાથી સાધક ચિત્ત વૃત્તિઓનો જેમાં નિરોધ કરે છે તેને મંત્રયોગ કહે છે ॥ ૫૩ ॥

**नैकासांचैव मूर्त्तीनामध्यात्मभावसंयुजाम् ।**
**आश्रयाद्ध्यायमानाहि मंत्रयोगः विधानतः ॥ ५४ ॥**
**मंत्रयोगपराधीराः साधका मामुपासते ।**
**साहाय्यात्स्थूलदेहस्य चित्तवृत्तिनिरोधनम् ॥ ५५ ॥**

---

नामरूपात्मिका सृष्टिर्यस्मात्तदवलम्बनात् ।
बंधनान्मुच्यमानोऽयं, मुक्तिमाप्नोति साधकः ॥ १ ॥
तामेव भूमिमालम्ब्य स्खलनं यत्रजायते ।
उत्तिष्ठतिजनः सर्वोऽप्यनुभवैतत् समीक्ष्यते ॥ २ ॥
नामरूपात्मकैर्भावैर्बध्यन्ते निखिलाजनाः ।
अविद्याग्रसिताश्चैव, तादृक्प्रकृति वैभवात् ॥ ३ ॥
आत्मनः सूक्ष्म प्रकृतिं प्रवृत्तिंचाऽनुसृत्यवै ।
नामरूपात्मनोः शब्द भावयोरवलम्बनात् ।
योयोगः साध्यते सोऽयं, मंत्रयोगः प्रकीर्त्तितः ॥ ४ ॥

( મંત્રયોગ સંહિતા )

**વિવેચન:**—સૃષ્ટિ નામ રૂપાત્મક હોવાથી નામ અને રૂપના અવલંબનથી સાધક સૃષ્ટિના બંધનથી અતીત થઇ મુક્તિ પદ પ્રાપ્ત કરી શકે છે. મનુષ્ય જે ભૂમિ ઉપર પડી જાય છે તેજ ભૂમિની સહાયતાથી પાછો ઉઠે છે, નામ રૂપાત્મક વિષય જીવોને બંધન કરે છે, નામ રૂપાત્મક પ્રકૃતિ–વૈભવ જીવને અવિદ્યા વડે મોહ પમાડે છે; માટે પોતપોતાની સૂક્ષ્મ પ્રકૃતિ તથા પ્રવૃત્તિની ગતિ અનુસાર નામમય શબ્દ તથા ભાવમય

यत्र संसाध्यते धीरै हठयोगः स ईर्यते ।
ज्योतिर्मयस्य रूपस्य कल्पितस्यावलम्बनात् ॥ ५६ ॥
ध्यायमानाश्चमां सिद्धीर्लभन्ते हठयोगिनः ।
मर्कीजेउलनापन्नाः मस्तुष्टास्ता विबोध्यहि ॥ ५७ ॥

---

રૂપના અવલમ્બનથી જે યોગ સાધન કરવામાં આવે છે તેને મંત્રયોગ કહે છે. મંત્રયોગ સર્વે અધિકારીઓને કલ્યાણપ્રદ હોવાથી સર્વ જીવોને હિતકારી છે.

મંત્રયોગના સોળ અંગો છે તે નીચે પ્રમાણેઃ—

भवन्ति मंत्रयोगस्य षोडशांगानि निश्चितम् ।
यथासुधांशोर्जायन्ते कलाः षोडश शोभनाः ॥ १ ॥
भक्तिः शुद्धिश्चासनंच पंचांगस्यापि सेवनम् ।
आचारधारणे दिव्यदेश सेवनमित्यपि ॥ २ ॥
प्राणक्रिया तथा मुद्रा तर्पणं हवनं बलिः ।
यागो जपस्तथाध्यानं समाधिश्चेति षोडश ॥ ३ ॥

( મંત્રયોગ સંહિતા )

જેમ ચંદ્રમા સોળ કળાવડે શોભી રહેલો છે તેમ મંત્રયોગ પણ સોળ અંગો વડે સુશોભિત છે. (૧) ભક્તિ (૨) શુદ્ધિ (૩) આસન (૪) પંચાંગ સેવન (૫) આચાર (૬) ધારણા (૭) દિવ્ય દેશ સેવન (૮) પ્રાણક્રિયા (૯) મુદ્રા (૧૦) તર્પણ (૧૧) હવન (૧૨) બલિ (૧૩) યોગ (૧૪) જપ (૧૫) ધ્યાન તથા (૧૬) સમાધિ. આ પ્રમાણે મંત્રયોગના સોળ અંગ છે.

આ મંત્રયોગની સહાયતાથી સાધકને પરમ અભયપદની પ્રાપ્તિ થાય છે. આ મંત્રયોગ રૂપ સાધન પરમ અમૃત રૂપ જ્ઞાનને આપે છે.

समष्टिव्यष्टि शक्तीनां साहाय्याद्यत्र साध्यते ।
चित्तवृत्तिनिरोधोऽसौ लययोगो निगद्यते ॥ ५८ ॥

**અર્થ**—વિભિન્ન અધ્યાત્મ ભાવયુક્ત મૂર્તિયો દ્વારાએ મંત્રયોગમાં પ્રવીણ ધીરસાધક સમુદાય મંત્રયોગની સહાયતાથી

---

આ પ્રશશનીય મંત્રયોગનું અનુષ્ઠાન કરવામાં કોઇ પણ જાતનો કલેશ થતો નથી, પરતુ તેના અનુષ્ઠાનથી સાધક બ્રહ્મભાવને પામે છે.

આ મત્રયોગના અનુષ્ઠાનમાં દીક્ષાની ખાસ જરૂર છે. દીક્ષા સંપૂર્ણ જપોનું મૂળ છે, તથા તપશ્ચર્યાનું મૂળ પણ દિક્ષા છે. શ્રી સદ્‌ગુરૂ વડે પ્રાપ્ત દિક્ષાવાન સાધક સંપૂર્ણ કર્મોની સિદ્ધિને પામે છે.

સદ્‌ગુરૂનાં લક્ષણઃ—

**सर्वशास्त्रपरोदक्षः सर्वशास्त्रार्थवित्सदा ।**
**सुवचाः सुन्दरः स्वंगः कुलीनः शुभदर्शनः ॥**
**जितेन्द्रियः सत्यवादी ब्राह्मणःशान्तमानसः ।**
**पितृमातृहितेयुक्तः सर्वकर्मपरायणः ।**
**आश्रमी देशवासीच गुरुरेवविधीयते ॥** (મંત્રયોગ સંહિતા)

સર્વ શાસ્ત્રોમાં પારગત, ચતુર, સંપૂર્ણ શાસ્ત્રોના તત્ત્વને જાણનાર તથા મધુર વાક્ય બોલનાર, સર્વ અંગમાં પૂર્ણ તથા સુંદર સારા કુળમાં જન્મેલા, દર્શન કરવામાં મંગળ રૂપ, ઇન્દ્રિય જીત, સર્વદા સત્ય ભાષણ કરનાર, બ્રાહ્મણ વર્ણ, શાંત મનવાળો, માતા પિતા સમાન હિત કરનાર, સર્વે કર્મનુ અનુષ્ઠાન કરનાર, તથા ગૃહસ્થ, વાનપ્રસ્થ બ્રહ્મચારી કે સન્યાસી એ ચારે આશ્રમમાંથી એક પણ આશ્રમવાળો, ભરતખડના નિવાસી, આવા પ્રકારના સર્વ ગુણ સમ્પન્ન મહાત્મા ગુરુ કરવાને યોગ્ય છે.

મારૂં ધ્યાન કરતાં કરતાં મારી ઉપાસનામાં આરૂઢ થઇ જાય છે ધૈર્યવાન સાધક—બ્રહ્મશ્ચર્યયુક્ત સાધક સ્થૂલ શરીરની સહાયતાથી ચિત્ત વૃત્તિઓનો નિરોધ કરે છે. હઠયોગિ કલ્પિત જ્યોતિર્મય રૂપની સહાયતાથી મારૂં ધ્યાન ધરી સિદ્ધિઓને પ્રાપ્ત કરે છે તથા સમષ્ટિ તથા વ્યષ્ટિ શક્તિયોની સહાયતાથી

---

હવે શિષ્યનાં લક્ષણ કહેવાય છે:—

अलुब्धः स्थिरगात्रश्च आज्ञाकारी जितेन्द्रियः ।
आस्तिको दृढभक्तश्च गुरौ मंत्रेचदैवते ॥
एवंविधोभवेच्छिष्य इतरोदुःखकृद्गुरोः ॥ (મંત્રયોગ સંહિતા)

**અર્થ:**—લોભ રહિત, સ્થિર ગાત્ર, ગુરુની આજ્ઞા પાલન કરનાર જીતેંદ્રિય, આસ્તિક, તથા ગુરુ મંત્રનેજ દૈવતરૂપ માનનારો, આવા લક્ષણવાળો શિષ્ય દીક્ષાનો અધિકારી છે. તથા આવા ગુણોથી રહિત શિષ્ય ગુરુને દુ:ખ આપનાર છે.

મંત્રયોગનાના સોળ અંગોના દરેક અંગનું વિવેચન કરવામાં આવે છે.

भक्तिस्तुत्रिविधाज्ञेया वैधी रागात्मिकापरा ।
देवेपरोऽनुरागस्तुभक्तिः संप्रोच्यतेबुधैः ॥ १ ॥
विधिनायाविनिर्णीता निषेधेन तथा पुनः ।
साध्यमानायथार्थीरैः सावैधीभक्तिरुच्यते ॥ २ ॥
यथाऽऽस्वाद्यरसान्भक्तेर्भावे मज्जति साधकः ।
रागात्मिका सा कथिता भक्तियोगविशारदैः ॥ ३ ॥

ભક્તિના ત્રણ પ્રકાર છે:—(૧) વૈધી ભક્તિ (૨) રાગાત્મિકા ભક્તિ (૩) પરા ભક્તિ.

જડભાવને પામેલી પ્રસુપ્ત એટલે નહી જાગેલી વૃત્તિઓને જગાડી ચિત્તવૃત્તિ નિરોધ કરવાની ક્રિયાને લયયોગ કહેવામાં આવે છે * ॥ ૫૪-૫૮ ॥

**साक्षादाध्यात्मिकं बिंदु-मयं मे रूपमद्भुतम् ।**
**दृष्ट्वा कृतार्थतां यान्ति तत्क्षणं लययोगिनः ॥ ५९ ॥**

---

* આ લયયોગ વિષે પણ ઘણું જાણવાનું છે પણ સ્થળ સંકોચને લીધે હાલમાં ભવિષ્ય ઉપર રાખવામાં આવે છે.

ચિત્તવૃત્તિનો નિરોધ યોગ કહેવાય છે. જુઓ પાતંજલ સૂત્ર.

"**योगश्चित्तवृत्ति निरोधः**" પાતંજલ યોગ દર્શન પાદ ૧ લું સૂત્ર ૨ જું હવે ચિત્ત એટલે શું તેનો થોડો વિચાર કરવાની સાધકને માટે આવશ્યકતા છે. **चित्तवृत्तिः**-સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યોનું બનેલું દ્રવ્ય વિશેષ ચિત્ત કહેવાય છે. ચિત્તને બુદ્ધિ સત્ત્વ, અંતઃકરણ વિગેરે સંજ્ઞાઓ પણ આપવામાં આવે છે. જેમ સૂર્યમાંથી કિરણો નીકળે છે તેમ ત્રિવિધ દ્રવ્યથી બનેલા ચિત્તના કિરણ સદૃશ જે પરિણામો, તે વૃત્તિઓ કહેવાય છે. **निरोधः**-તે યોગ કહેવાય છે. નિરોધનો અર્થ ચિત્તનો અભાવ તથા એકાગ્રતા છે. સત્ત્વગુણવાળુ ચિત્ત પણ શું કરે છે તે વિષે શ્રીમદ્ ભગવદ્ ગીતાના અધ્યાય ૧૪ નો શ્લોક ૬ ઠ્ઠો.

**तत्र सत्त्वं निर्मलत्वात् प्रकाशकमनामयम् ।**
**सुखसंगेन बध्नाति ज्ञानसंगेनचानघ ॥ ६ ॥** અધ્યાય ૧૪

હે નિષ્પાપ અંતઃકરણવાળા ! ત્યાં સત્ત્વગુણ સ્ફટિકમણિ સમાન સ્વચ્છ હોવાથી પ્રકાશ ધર્મવાળો તથા શાંત છે માટે તે પોતાનાં કાર્ય રૂપ સુખ તથા જ્ઞાનમાં પુરુષને સંગ કરાવી બંધન કરે છે.

**અર્થ**—લયયોગી મારા આધ્યાત્મિક બિંદુમય અદ્ભૂત રૂપનું પ્રત્યક્ષ દર્શન કરીને તેજ વખતે પોતાના મનોરથને સફળ કરે છે ॥ ૫૯ ॥

**नित्यानित्यस्वरूपाणां पदार्थानां विवेकतः ।**
**त्रिगुणानां त्रिभावानामपि नित्यं विमर्शतः ॥ ६० ॥**
**शक्तिमाध्यात्मिकीं यत्रहितां प्राप्नुवतां स्वतः ।**
**निरोधश्चित्तवृत्तीनां जायते योगिनां सताम् ॥ ६१ ॥**
**कथितो राजयोगोऽसौ सर्वयोगशिरोमणिः ।**
**पराभक्त्यधिकारंमे भक्ताश्च ज्ञानिनो गताः ॥ ६२ ॥**
**साहाय्याद्राजयोगस्य लभन्ते राजयोगिनः ।**
**ममाध्यात्मस्वरूपं हि साक्षात्कृत्यान्ततश्चमाम् ॥ ६३ ॥**

**અર્થ**—નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક તથા ત્રણ ગુણ તથા ત્રણ ભાવોનો નિત્ય વિચાર કરવાથી હિતકારિણી આધ્યાત્મિકા શક્તિ પ્રાપ્ત થાય છે અને એ પ્રમાણે આધ્યાત્મિકા શક્તિ પ્રાપ્ત થવાથી ચિત્ત વૃત્તિઓનો નિરોધ આપોઆપ થઈ જાય છે આ ઉત્તમ રાજયયોગ કહેવાય છે અને તે સઘળા યોગોમાં શિરોમણિ કહેવાય છે. મારી પરા ભક્તિના અધિકારી રાજયોગી ભક્ત જ્ઞાની કહેવાય છે અને તે, ભક્તિરૂપ રાજયોગથી મારા આધ્યાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરીને અંતે મને પ્રાપ્ત થાય છે ॥ ૬૦–૬૩ ॥

**एताश्चतुर्विधे एत्र मोक्ताः साधनरीतयः ।**
**ममोपास्तेः सदादेवा मूलभित्तय ईरिताः ॥ ६४ ॥**
**चतुर्णांचैव योगानामेतेषां निखिलाः क्रियाः ।**
**विद्यन्ते विबुधश्रेष्ठाः ! योगांगाष्टकमूलकाः ॥ ६५ ॥**

**અર્થ**—હે દેવતાઓ ! ઉપર કહેલી ચાર પ્રકારની સાધન શૈલી મારી ઉપાસનામાં આધાર રૂપ છે, તથા હે શ્રેષ્ઠ દેવતાઓ ! આ ચારે *યોગોની સઘળી ક્રિયાઓ યોગનાં આઠ અંગ વડે સિદ્ધ થાય છે ॥ ૬૪-૬૫ ॥

**संयमश्चैकतत्त्वंच द्वयोः संबंध संजुषाम् ।**
**विभेदन प्रयोगाणामेतद्योगचतुष्टयम् ॥ ६६ ॥**

---

*__વિવેચનઃ__—ચાર યોગ (૧) મંત્રયોગ (૨) હઠયોગ (૩) લયયોગ (૪) રાજયોગ આ ચારે યોગ સિદ્ધ કરવા માટે આઠ અંગ મુખ્ય છે તે અંગોનાં નામ (૧) યમ (૨) નિયમ (૩) આસન (૪) પ્રાણાયામ (૫) પ્રત્યાહાર (૬) ધારણા (૭) ધ્યાન (૮) સમાધિ. તેમાં યમ અને નિયમ વિષે કાંઇક જણાવવામાં આવે છે. યમના દસ પ્રકાર છે (૧) અહિંસા (૨) સત્ય (૩) અસ્તેય (૪) બ્રહ્મચર્ય (૫) ક્ષમા (૬) ધૃતિ (૭) દયા (૮) આર્જવ (૯) મિતાહાર (૧૦) શૌચ.

નિયમના દશ પ્રકારઃ—(૧) તપ (૨) સંતોષ (૩) આસ્તિક્ય (૪) દાન (૫) ઇશ્વર પૂજન (૬) સિદ્ધાંત વાક્ય શ્રવણ (૭) મતિ (૮) લજ્જા (૯) જપ (૧૦) હોમ. વિસ્તારના ભયથી યમ નિયમના પેટા વિભાગનું વર્ણન આપવામાં આવ્યું નથી.

त्रिभर्त्तुं क्षमतेदेवाः ! कलाषोड्शकं मम ।
नैवात्र विस्मयः कार्यो युष्माभिर्देव सत्तमाः! ॥ ६७ ॥

અર્થ—આ ચારે યોગ, તથાયોગના આઠે અંગોના સંયમ વડે અદ્વૈત તત્ત્વના સંબંધ યુક્ત થાય છે ત્યારે મારી સંપૂર્ણ કળાઓને ધારણ કરી શકે છે. હે દેવતા શ્રેષ્ઠ ! તમારે મારા આ કથનમાં જરા પણ આશ્ચર્ય પામવું નહીં ॥૬૬-૬૭॥

विकाशो ज्ञानि भक्तेषु कलाषोड्शकस्य मे ।
स्वभावसिद्ध एवास्ते ज्ञानिभक्ताः परन्त्वमी ॥ ६८ ॥
अनन्य भक्ति योगेन ध्यायन्ते मां सदा ध्रुवम् ।
अतः सदाऽवतिष्ठन्ते वासनारहिता इमे ॥ ६९ ॥
मच्चित्ता मद्गतप्राणा मद्ध्याना मत्परायणाः ।
मय्यर्पितात्मसर्वस्वा मद्गतात्मधियोऽमलाः ॥ ७० ॥
अपि मय्यनुरक्ताश्च जायन्ते सर्वदैव ते ।
ज्ञानिनां मम भक्तानां नास्ति भेदो मयासह ॥ ७१ ॥
त एवाहमहो देवाः ! अहमेव च ते मताः ।
नात्र कश्चन संदेहः सत्यं सत्यं वदाम्यहम् ॥ ७२ ॥

અર્થ—મારા જ્ઞાની ભક્તોમાં મારી સોળે કળાઓનો સંપૂર્ણ રીતે વિકાશ થાય છે, કારણકે જ્ઞાની ભક્તો મારામાં અનન્ય ભાવવાળાહોવાથી સદા મારૂંજ ધ્યાન ધર્યા કરે છે તેથી તે સદા વાસનાઓ રહિત હોય છે તેઓ સદા મારામાં

અનુરક્ત છે, મારામાં ચિત્તવાળા અને મારામાં પ્રાણવાળા મારામાંજ સદા ધ્યાનવાળો, સદા મારે પરાયણ તેમજ મને સર્વ અર્પણ કરનારા તથા સદા મારામાંજ બુદ્ધિવાળા હોવાથી તથા સદા નિર્મલ ચિત્તવાળા હોવાથી મારા જ્ઞાની ભક્ત અને મારામાં જરાએ ભેદ નથી. હે દેવતાઓ! હું તે તે, અને તે તે હું છું એમાં જરાએ સંદેહ જાણવો નહિ. હું આ, જે કહું છું તે સત્યજ છે. ॥ ૬૮–૭૨ ॥

**जीव भूमेः समारोढुं ब्रह्मभूमिं सुखं सुराः ।**
**अष्टसोपान तुल्यानि योगांगान्यष्ट संत्यलम् ॥ ७३ ॥**

**અર્થ**—હે દેવતાગણ! જીવભૂમિથી બ્રહ્મભૂમિ સુધી સુખ પૂર્વક પહોંચવા માટે અષ્ટાંગ યોગરૂપ આઠ પગથીયાં છે ॥ ૭૩ ॥

**समाधि रन्तिमं देवाः येषामारोहण मुदाहृतम् ।**
**सोपानमादिमं देवाः ! येषां हि विद्यते यमः ॥ ७४ ॥**

**અર્થ**—હે દેવગણ! બ્રહ્મપદની પ્રાપ્તિમાં જે અષ્ટાંગ યોગ રૂપ આઠ પગથીઆં કહેવામાં આવ્યાં છે, તેમાં પ્રથમ પગથીયું "યમ"* નામનું છે, અને છેલ્લું આઠમું પગથીયું

---

* **વિવેચન:**—હિંસાદિ નિષિદ્ધ ધર્મોથી સાધકને રોકે છે માટે અહિંસાદિ યમ કહેવાય છે શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના ૧૯ મા અધ્યાયમાં યમના બાર પ્રકાર કહેલા છે અને અત્રે જે દસ પ્રકારના યમ કહેલા છે તે શ્રી યાજ્ઞવલ્ક્યસંહિતા તથા શ્રી ગોરક્ષ શતકાદિ પ્રમાણે

સમાધિ નામનું છે. જે યમના પેટાવિભાગ શ્લોક ૬૭ માંના વિવેચનમાં આપવામાં આવેલ છે ॥ ૭૪ ॥

स्थूल देहस्य संबंधाच्छुद्धि राध्यात्मिकीतु या ।
साध्यते साधकैर्देवाः ! आहुस्तं योगिनो यमम् ॥ ७५ ॥

**અર્થ**—હે દેવતાગણ ! સ્થૂલ શરીર દ્વારાએ સાધકો વડે આધ્યાત્મિકા શુદ્ધિ સંપાદન કરાય છે તેને યોગીલોક યમ કહે છે ॥ ૭૫ ॥

ब्रह्मचर्यं बहिः शौचोह्यहिंसा सत्यमुत्तमम् ।
सर्वभूत दयाऽस्तेयं मिताहारोऽपरिग्रहः ॥ ७६ ॥
शारीरिकं तपोदेवा दानंतु सात्विकं तथा ।
प्रधानान्येवमादीनि साधनानि यमस्य हि ॥ ७७ ॥

**અર્થ**—હે દેવગણ ! બ્રહ્મચર્ય, બહિ–શૌચ, અહિંસા, સત્ય, સઘળા જીવો ઉપર દયા, અસ્તેય (ચોરી નહી કરવી) મિતાહાર, અપરિગ્રહ, શારીરિક તપ, તથા સાત્વિકદાન ઇત્યાદિ યમના પ્રધાન સાધન છે ॥ ૭૬–૭૭ ॥

---

છે, શ્રીમદ્ ભાગવતમાં કહેલા યમ નીચે પ્રમાણે છે (૧) અહિંસા (૨) સત્ય (૩) અસ્તેય (૪) અસગ (૫) લજ્જા (૬) અસંચય (૭) (અપરિગ્રહ) ધર્મમાં વિશ્વાસ (૮) બ્રહ્મચર્ય (૯) મૌન (૧૦) સ્થિરતા (૧૧) ક્ષમા (૧૨) ને અભય એ બાર યમ છે વળી ઇંદ્રિયોના જયદ્વારા આહાર નિંદ્રા શીત વાત ને આ તપનો જય કરવો એ યમ છે એમ પણ સિદ્ધ- જનો કહે છે.

नियमो योगसोपानं द्वितीयं सम्प्रकीर्त्तितम् ।
सूक्ष्म देहाश्रयाद्यैस्तु साधनैः साधकैध्रुवम् ॥ ७८ ॥

लभ्यतेऽध्यात्मसंशुद्धिस्तमाहुर्नियमं सुराः ! ।
अन्तः शौचश्च संतोषः स्वाध्यायो मानसंतपः ॥ ७९ ॥

आस्तिक्य मार्जवं ह्रीश्च क्षमाचापि धृतिस्तथा ।
देवर्षिपितृभक्तिश्च नियमस्यापि निर्ज्जराः ! ॥ ८० ॥

प्रधानान्येवमादीनि विद्यन्ते साधनान्यहो ।
तृतीयारोहणं विज्ञा आसनंपरिचक्षते ॥ ८१ ॥

અર્થ—નિયમ એ યોગનું બીજું પગથીયું છે. હે દેવ-તાગણ ! સૂક્ષ્મ શરીરના સંબંધ વડે આધ્યાત્મિકા શુદ્ધિની પ્રાપ્તિની ક્રિયાને નિયમ કહે છે. અંતર શૌચ, સંતોષ, સ્વાધ્યાય માનસિક તપ, આસ્તિકતા, આર્જવ, લજ્જા, ક્ષમા, ધૈર્ય, દેવતા, ઋષિ, પિતરોમાં ભક્તિ ઇત્યાદિ નિયમના પ્રધાન સાધન છે. વિદ્વાન્ લોક આસન ને યોગનું ત્રીજું સાધન કહે છે ॥ ૭૮-૭૯-૮૦-૮૧ ॥

यत्र संस्थापयेदेवं शरीरं सुखपूर्वकम् ।
यतः स्यान्मनसः स्थैर्यं वायोश्चापि सुरर्षभाः ! ॥ ८२ ॥

आसनं तद्विजानीत साधनेषु सुखावहम् ।
आसनस्य बहून्भेदान् योगाचार्याः प्रचक्षते ॥ ८३ ॥

निखिलास्तेऽवगंतव्याः पूज्यांघ्रेः श्रीगुरोर्मुखात् ।
किंचिदत्रापि वक्ष्येऽहं श्रूयतां देवपुंगवाः ! ॥ ८४ ॥

હે દેવ શ્રેષ્ઠો ! શરીરની જે સ્થિતિથી શરીરને સ્થિરતા અને મનને સુખ પ્રાપ્ત થાય તે સ્થિતિ તે આસન કહેવાય છે. યોગવિત્ આચાર્યોએ આસનના અનેક ભેદ કહેલા છે. એ સર્વ આસનો શ્રી સદ્ગુરુના સાન્નિધમાં રહીને શીખવાં જોઇએ. હે દેવતાગણ ! આસન વિષે હુ અત્રે કાંઇક થોડું કહેવા ઇચ્છું છું તે તમે એક ચિત્ત થઇ સાંભળો ॥૮૨-૮૪॥

सिद्धं पद्मासनं देवाः ! स्वस्तिकासनमेव च ।
आसनानि प्रधानानि त्रीण्येतानि निबोधत ॥ ८५ ॥

અર્થ—હે દેવતાગણ ! સિદ્ધાસન, પદ્માસન, તથા સ્વસ્તિકાસન, એમ પ્રધાનતાથી આસનના ત્રણ ભેદ છે એમ તમારે જાણવું ॥ ૮૫ ॥

प्राणायामश्चतुर्थं वै योगारोहणमुत्तमम् ।
विधारणेन प्राणानां तथा प्रच्छर्दनेन च ॥ ८६ ॥

यद्वशीकरणं नूनं प्राणायामः स उच्यते ।
अनेक भेदसत्त्वेऽपि भेदा अष्ट प्रधानतः ॥ ८७ ॥

सहितः सूर्यभेदी च तथोज्जायी च शीतली ।
भ्रामरी भस्त्रिकामूर्च्छा केवली च सुरर्षभाः ! ॥ ८८ ॥

प्राणायामस्य तत्त्वज्ञैर्योगाचार्यैः कृता इति ।
एतदुक्तं तु योगस्य यमाद्यंगचतुष्टयम् ॥ ८९ ॥
बाह्यराज्यसुसंबंधि वर्त्तते विबुधर्षभाः ! ।
अन्ताराज्यसुसंबंधि योगांगान्यधुनाब्रुवे ॥ ९० ॥

અર્થ—પ્રાણાયામ અષ્ટાંગ યોગનું ઉત્તમ ચોથું પગથીયું છે. શ્વાસોચ્છવાસની ગતિને અવરોધ કરી પ્રાણને રોકવો તે પ્રાણાયામ કહેવાય છે. હે દેવગણ ! પ્રાણાયામના અનેક ભેદ છે પરંતુ યોગના આચાર્યોએ મુખ્યત્વે કરીને પ્રાણાયામના આઠ પ્રકાર કરેલા છે. (૧) સહિત (૨) સૂર્ય્યભેદી (૩) ઉજ્જયી (૪) શીતલી (૫) ભ્રામરી (૬) ભસ્રિકા (૭) મૂર્ચ્છા (૮) કેવલી. પૂર્વે કહેલાં યોગના યમાદિ ચાર અંગ બહિર્ રાજ્ય સાથે સંબંધ રાખે છે હવે અંતર્ રાજ્યની સાથે સંબંધ રાખનારાં યોગના ચાર અંગોનું વર્ણન કરૂં છું ॥૮૯–૯૦॥

प्रत्याहारं हि जानीत पंचमारोहणं सुराः ! ।
यथाकूर्म्मो निजांगानि स्वस्यैव पृष्ठकोटरे ॥ ९१ ॥
प्रत्याहरति रक्षार्थं तथैव योगिनो वराः ॥
अभ्यस्यन्ति समाकृष्ट महर्त्ति विषयानुगाम् ॥ ९२ ॥
स्वीयां यद्विषयान्नूनं प्रत्याहारः स उच्यते ।
एवं वदन्ति विद्वांसो योगपंकजभास्करम् ॥ ९३ ॥

इंद्रियाणां विचरतां विषयेषु निरर्गलम् ।
बलादाहरणं तेभ्यः प्रत्याहारोऽभिधीयते ॥ ९४ ॥

હે દેવગણ! પ્રત્યાહાર એ અષ્ટાંગ યોગનું પાંચમું સાધન-પગથીયું છે. જેમ કાચબો ભય આવી પડવાથી પોતાના તમામ અંગોને પોતાની પીઠમાં સંતાડી દે છે તેમ શ્રેષ્ઠ યો-ગિગણ પોતાની વિષય તરફ જનારી વૃત્તિઓને વિષયોથી પાછી ખેંચવાનો અભ્યાસ કરે છે તેને પ્રત્યાહાર કહેવાય છે. પ્રત્યાહાર અંતર્ જગત્‌ના દ્વારરૂપ છે, પ્રત્યાહારની સહાયતાથી અન્ય સઘળા પ્રકારના ઉચ્ચ સાધનોની સિદ્ધિ થાય છે. માટે પ્રત્યારનો મહિમા અધિક છે કારણ કે જેમ સ્થૂળ કમળ સૂર્યવડે વિકાશને પામે છે તેમ યોગરૂપ પંકજ પ્રત્યાહાર રૂપ સૂર્યથી વિકાશને પામે છે ॥ ૯૧-૯૪ ॥

बाह्यालम्बनसाहाय्यात् तथान्तरवलम्बनात् ।
प्रत्याहारो द्विधाप्रोक्तो बाह्याऽभ्यंतर भेदतः ॥ ९५ ॥

અર્થ—બાહારના અવલંબન તથા અંતરના અવલં-બનના ભેદથી પ્રત્યાહાર બે પ્રકારનો છે ॥ ૯૫ ॥

धारणाषष्ठसोपानं योगस्य समुदाहृतम् ।
यदा धृत्या तु भोदेवाः ! योगिनो योगयुक्तया ॥ ९६ ॥
चित्तमांतरिकं राज्ये स्वीयं संयमपूर्वकम् ।
प्रतिष्ठापयितुं सम्यगभ्यस्यन्ति निरंतरम् ॥ ९७ ॥

धारणासैव विज्ञेया योगाधारस्वरूपिणी ।
धारणायास्तु भेदोद्वौ व्याहृतौ योगवित्तमैः ॥ ९८ ॥

અર્થ—ધારણાએ અષ્ટાંગ યોગનું છઠ્ઠું પગથીયું છે, જ્યારે યોગી યોગયુક્ત ધૃતિદ્વારા પોતાના અંતઃકરણને અંતર્ રાજ્યમાં સંયમ પૂર્વક સ્થાપન કરવાનો અભ્યાસ સમ્યક્-પણાથી નિરંતર કરે છે ત્યારે તેને ધારણા કહે છે આ ધારણા યોગની આધાર રૂપ છે. યોગના કુશળ આચાર્યો એ ધારણાના બે ભેદ કહેલા છે ॥ ૯૬-૯૮ ॥

विषयालम्बिनीह्येका त्वपरात्मावलंबिनी ।
विषयालंबना देवाः ! जायते या तु धारणा ॥ ९९ ॥
केवलं साधकानां सा भवेत्सिद्धिप्रदायिनी ।
आत्मावलंबनाद्या तु धारणोत्पद्यतेऽपरा ॥ १०० ॥
योगयुंजानचित्तेभ्यो मुक्तिं सा संप्रयच्छति ।
सोगा न पुञ्जसत्त्वेऽपि ध्यानदा धारणैव हि ॥ १०१ ॥

અર્થ—ધારણાના બે પ્રકારમાં એક વિષય અવલંબન વાળી અને બીજી આત્મા અવલંબનવાળી ધારણા કહેવાય છે. વિષયાલંબનવાળી ધારણાથી સાધકને સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તથા આત્મા અવલંબનવાળી ધારણાથી મુક્તિ પ્રાપ્ત થાય છે. ધારણાના અભ્યાસથી ધ્યાન પરાયણ થવાય છે. ॥ ૯૯-૧૦૧ ॥

सोपानं सप्तमं ध्यानं सर्वस्वं योगिनामिदम् ।
ध्येयमात्राश्रयाद्यत्तु प्रतिष्ठां लब्धुमात्मनि ॥ १०२ ॥

चित्तस्थैर्यं विधीयते तद्ध्यानमभिधीयते ।
समाधेर्ध्यान मेवेदमेकमात्रं तु कारणम् ॥ १०३ ॥

**અર્થ**—અષ્ટાંગ યોગનું સાતમું સાધન ધ્યાન છે. એક ધ્યેય માત્રના અવલંબનથી ચિત્તની સ્થિરતા થાય છે અને ચિત્તની સ્થિરતાથી સમાધિ પ્રાપ્ત થાય છે. સમાધિ પ્રાપ્ત થવાથી આત્મામાં ચિત્તની પ્રતિષ્ઠા થાય છે, માટે ધ્યાન સર્વ યોગિઓનું મુખ્ય સાધન છે અને તે ધ્યાન નિરંતર પ્રયત્નેજ કરવું ॥ ૧૦૨-૧૦૩ ॥

ध्यानसिद्धिं विना योगी न कदाचित्कथंचन ।
लब्धुमर्हति कुत्रापि कृतार्थत्वं कुतश्चन ॥ १०३ ॥

**અર્થ**—ધ્યાનની સિદ્ધિ થયા વિના યોગિ કોઇપણ સ્થળે, કોઇપણ પ્રકારે કદાપિ કૃતકૃત્ય થઇ શકતો નથી ॥૧૦૩॥

ध्येयवैचित्र्यतो नूनं ध्यानं ज्ञेयं चतुर्विधम् ।
मंत्रयोगिगणाः स्थूलध्यानं हि हठयोगिनः ॥ १०४ ॥

ज्योतिर्ध्यानं तथा बिंदु–ध्यानंतु लययोगिनः ।
राजयोगिगणा देवाः ! ब्रह्मध्यानं प्रकुर्वते ॥ १०५ ॥

स्वध्येयानां प्रकुर्वाणा ध्यानन्ते विधिपूर्वकम् ।
*ध्यायमानास्तु मामेव कृतकृत्या भवन्त्यहो ॥ १०६ ॥

**અર્થ**—ધ્યેયના વે ચગ્યપણાથી મુખ્યત્વે કરીને ધ્યાનના ચાર પ્રકાર છે, મંત્રયોગિ સ્થૂલ ધ્યાન, હઠયોગિ જ્યોતિર્ધ્યાન, લયયોગિ બિંદુધ્યાન, તથા રાજ્ય યોગિગણુ બ્રહ્મ ધ્યાનની દ્વારાએ પોતપોતાના ધ્યેયનું વિધિ પૂર્વક ધ્યાન કરીને મારૂંજ ધ્યાન કરતાં છતાં કૃતાર્થતાને પામે છે ॥ ૧૦૪–૧૦૬ ॥

---

* **વિવેચન:**—શ્રીમદ્ ભગવદ્ ગીતાનો અધ્યાય ૭ શ્લોક ૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૬-૨૭-૨૮-૨૯ નો સારાંશ પણ આ શક્તિ ગીતામાંના "ध्यायमानस्तु मामेव" શબ્દો સાથે એક્તા જણાવે છે:—

यो यो यां यां तनु भक्तः, श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां, तामेव विदध्याम्यहम् ॥ २१ ॥

**અર્થ:**—બીજા દેવોની સકામ પણે ભક્તિ કરનારા ભક્તોમાં જે જે ભક્ત જે જેદેવોની મૂર્તિને પૂર્વના સંસ્કારોથી ઉપજેલી શ્રદ્ધા વડે પૂજવાને ઇચ્છેછે તે તે સકામ ભક્તની તે તે દેવની મૂર્તિમાંજ ભક્તિરૂપ શ્રદ્ધાને હું ( વાસુદેવ–પરમાત્માજ ) સ્થિર કરૂં છું અર્થાત્ તે પુરુષની તે દેવમાંથી શ્રદ્ધા હઠાડીને મારામાં શ્રદ્ધા કરાવતો નથી ॥ ૨૧ ॥

શ્લોક ૨૧ માંનું શ્લોક ૨૨મા વડે વધારે સ્પષ્ટી કરણ કરે છે:—

सतया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्, मयैव विहितान्हितान् ॥ २२ ॥

**અર્થ:**—મારણ મોહનાદિને ઇચ્છનારો તે સકામ ભક્ત તે તે દેવતામાં સ્થિર કરેલી શ્રદ્ધાવડે યુક્ત થઇને તે તે દેવતાની મૂર્તિનું

समाधिरन्तिमं देवाः ! योगारोहणमष्टमम् ।
एकतश्चित्तवृत्तीनां निरोधोऽशेषतो भवेत् ॥ १०७ ॥
द्वितीयतस्तु भो देवाः ! प्रकाशो द्रष्टुरात्मनः ।
यया साधनया नूनं जायते स्वस्वरूपतः ॥ १०८ ॥

પૂજન કરે છે, તેને છોડીને મારૂં પૂજન કરતો નથી, અને પૂજન કરીને તે દેવતાની મૂર્તિથી મેંજ કર્મફલના પ્રદાના રૂપે ઉપજાવેલા તે મારણ મોહનાદિક વિષયોને તે પામે છે ॥ ૩૨ ॥

મંદમતિવાળા અનિત્ય ફલની કામનાવાળા હોય છે એમને ૨૩ મા શ્લોકમાં જણાવે છેઃ—

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देव यजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥ २३ ॥

**અર્થઃ**—પણ તે યથાર્થ વસ્તુનો વિવેક કરવામાં અસમર્થ મંદ બુદ્ધિવાળાઓને, તે તે દેવતાની ભક્તિદ્વારા મેં આપેલું ફલ નાશવાનજ હોય છે ઇંદ્રાદિ સાત્ત્વિક દેવોને પૂજનારા તેમને પામે છે ભૂત પ્રેતાદિ તામસ દેવને પૂજનારા તેમને પામે છે, અને મારા—(પરમાત્મા) અર્ત્તાદિક ભક્તો મને પામે છે. મારા ભક્તો કયા કયા છે તે શ્લોક ૧૬ માં જણાવ્યા છે ॥ ૨૩ ॥

જ્યારે તમારી ભક્તિ આવી શ્રેષ્ઠ ફળ આપનારી છે ત્યારે સર્વે લોકો તમને કેમ ભજતા નથી. તે નીચેના શ્લોકવડે જણાવે છે.

"હું" એટલે ચિત્તશક્તિ–પરમાત્મા જાણવા અદ્વૈત ભાવઆપન્ન તેમાં શ્રુતિનું પ્રમાણઃ—"एकोबहूनां यो विदधातिकामान्" જે એકજ દેવ–પરમેશ્વર અનેક જીવોના ઇષ્ટ પદાર્થને નિર્માણ કરી આપે છે.

**प्रचक्षते समाधिं तं योगतत्त्वविशारदाः ।**
**सविकल्पः सुपर्वाणः ! निर्विकल्पस्तथैव च ॥ १०९ ॥**
**समाधेर्द्विविधो भेदो भण्यते योगकोविदैः ।**
**पुनरावर्त्तते योगी सविकल्प समाधितः ॥ ११० ॥**

---

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।**
**परं भाव मजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥**

**અર્થ:**—હું જે સર્વના કારણ રૂપ છું તેને વિવેકહીન મનુષ્યો યથાર્થ રીતે નહિ સમજતા અવતાર રૂપે કાર્ય ભાવ પામેલો સમજે છે તેથી મારાથી વિમુખ થઇ તેઓ બીજા દેવોની ભક્તિ કરે છે ॥ ૨૪ ॥

અવિવેક રૂપ તેમનું અજ્ઞાન તેમને પરમાત્માની ભક્તિમાં પ્રતિબંધ કરે છે તેનું મુખ્ય કારણ અજ્ઞાન છે એમ આ શ્લોકથી જણાવે છે:—

**नाहं प्रकाशः सर्वस्य, योगमायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥**

**અર્થ:**—સત્ત્વાદિ ત્રણ ગુણોના સંબંધવાળી અવિદ્યાથી સમ્યક્ પ્રકારે ઢંકાયેલો હું સર્વ લોકોને મારા યથાર્થ સ્વરૂપથી જણાતો નથી મારી તે યોગ માયાથી ઢંકાયેલી જ્ઞાનશક્તિ જેની છે એવા મૂઢ માણસો મને ઉત્પત્તિ નાશ રહિત જાણતા નથી ॥ ૨૫ ॥

પણ જેમણે પૂર્વના અનેક જન્મોમાં પુણ્ય કર્મોનો સંચય કરેલો છે તેમનું જન્મવું સફલ છે કારણ કે તેવા પુણ્યશાળીના જ્ઞાનમાં પ્રતિબંધ કરનારાં પાપો નાશ પામેલાં છે તેથી તે પુણ્યવાન સુખ અને દુ:ખરૂપ દ્વંદ્વરૂપી મોહથી મોકળા થયેલા છે તેથી આ "आत्माज" સર્વ પ્રકારથી ભજન કરવા યોગ્ય છે એમ સ્થિર મનથી જાણે છે.

समाधिः शाश्वतीं मुक्तिं निर्विकल्पस्तु यच्छति ।
अतोवदन्ति विद्वांसो योगतत्त्वानु चिन्तकाः ॥ १११ ॥
निर्बीजं निर्विकल्पन्तु सविकल्पं सबीजकम् ।
शुक्लगत्या यथा लभ्य उर्द्ध्वलोकव्रजोऽखिलः ॥११२॥
सैवशुक्ला गतिर्देवा एति तेषामधीनताम् ।
सविकल्पसमाधौ ये तस्थिवांसो हि योगिनः ॥ ११३ ॥
जीवन्मुक्ताः परा भक्ता ज्ञानिनः सहजांगताः ।
प्रभवन्त्यधिकर्तुं मे समाधिं निर्विकल्पकम् ॥ ११४ ॥

**અર્થ**—હે દેવતાઓ ! યોગની સિદ્ધિમાં સમાધિ એ આઠમું છેવટનું પગથીયું–સાધન છે. આ સમાધિ રૂપ સાધન વડે એક બાજુથી ચિત્તવૃત્તિનો સંપૂર્ણ નિરોધ થાય છે અને બીજી બાજુથી પોતાના સ્વરૂપનો પ્રકાશ થાય છે એમ યોગ તત્ત્વના નિપૂર્ણ પુરુષો કહે છે. સમાધિ સવિકલ્પ તથા નિર્વિકલ્પ એમ બે પ્રકારની છે એમ યોગિશ્રેષ્ઠ કહે છે. સવિકલ્પ સમાધિવાળા યોગિની પુનરાવૃત્તિ થાય છે અર્થાત્ તે જન્મ મરણના ફેરામાં પડે છે અને નિર્વિકલ્પ સમાધિવાળો યોગિ શાશ્વત્ મુક્તિને પામે છે. તેથી કરીને યોગ તત્ત્વજ્ઞ વિદ્વાન્ સવિકલ્પ સમધિને સબીજ તથા નિર્વિકલ્પ સમાધિને નિર્બિજ પણ કહે છે. જેમ શુકલ કર્મ કરનારા ઉર્દ્ધ્વ-લોકને પામે છે તેવીજ રીતે સવિકલ્પ સમાધિવાળો યોગિપણ ઉર્દ્ધ્વ

લોકમાં જઈ શકે છે. અર્થાત્ શુકલ ગતિથી જે ઉર્દ્ધ્વ લોકમાં જવાય છે તેજ ઉર્દ્ધ્વ લોકમાં સવિકલ્પ સમાધિમાં રહેલો યોગિ જઇ શકે છે. પણ સહજ ગતિને પ્રાપ્ત થયેલો જીવન્મુક્ત મારો જ્ઞાની ભક્તજ નિર્વિકલ્પ સમાધિનો અધિકારી છે ॥ ૧૦૭-૧૧૪ ॥[1]

**स्वदेहं नीचगेहे ते जह्युर्वा जाह्नवीतटे ।**
**विभ्रदेहा विदेहा वा मामेव प्राप्नुवन्ति ते ॥ ११५ ॥**

**અર્થ**—મારો જ્ઞાની ભક્ત સદા મનેજ પ્રાપ્ત થાય છે, તેથી ચાહે તો તેનું શરીર નીચના ગૃહમાં પડો કે ગંગાના તટપર પડો તેમાં જ્ઞાનીને જરાએ હાનિ નથી ॥ ૧૧૫ ॥[2]

---

૧ કર્મના ત્રણ પ્રકાર છે જેવાકે જૈવ ઐશ તથા સહજ આ ત્રણ પ્રકારની કર્મની સમજુતી આ ગીતાના પાંચમાં અધ્યાયના ૧૭ તથા ૧૮મા શ્લોકમાં આવેલી છે માટે ત્યાં જોવું.

૨ **વિવેચન:**—"જ્ઞાની" એ શબ્દથી પુસ્તકોનો જ્ઞાની સમજવાનો નથી પણ એક પ્રકારની સ્થિતિવાળો જ્ઞાની સમજવો જ્ઞાનની સ્થિતિવાળાનું વર્ણન. વિસ્તારના ભયથી સંસ્કૃત શ્લોકમાં આપ્યું નથી.

શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૨ શ્લોક ૭૧ તથા અધ્યાય ૧૫ શ્લોક ૫ વડે જ્ઞાનીની સ્થિતિ બતાવી છે:—

**શ્લોકોના અર્થ:**—પ્રકૃત્તિથી ઉપજેલા સર્વ માયિક પદાર્થોની તૃષ્ણાનો ત્યાગ કરી, શરીરાદિના જીવનમાં પણ સ્પૃહા નહિ રાખી, દશ્યા દશ્ય માયિક પદાર્થોની મમતા મૂકી, ને શરીરાદિમાંથી પણ હું પણાની બુદ્ધિનો ત્યાગ કરી જે સ્વેચ્છાથી વિચરે છે અર્થાત્ જેની બુદ્ધિ

निर्विकल्प समाधिस्थैर्योगिराजैः सहास्ति मे ।
काचिद्विभिन्नता नैव सत्यमेतद्ब्रवीमि वः ॥ ११६ ॥

**અર્થ**—નિર્વિકલ્પ સમાધિવાળા યોગીરાજમાં તથા મારામાં કોઈપણ પ્રકારનો ભેદ નથી એ મારૂં કથન તમારે સત્યજ જાણવું ॥ ૧૧૬ ॥

संयमश्चैकतत्त्वं च शक्तिद्वयमलौकिकम् ।
पुरो वो वर्णितं देवाः ! मयासम्यक्तयाऽनघाः ! ॥११७॥
जायते संयमस्तत्र धारणाभूमितो ध्रुवम् ।
ध्यानभूम्यास्तुभो देवाः ! एकतत्त्वं प्रजायते ॥११८॥

**અર્થ**—હે નિષ્પાપ દેવતાઓ ! મેં પ્રથમ સંયમ તથા એકત્વરૂપી અલૌકિક બે શક્તિયોનું વર્ણન તમને સમ્યક્‌પણા વડે કહેલું છે તેમાં સંયમ ધારણા ભૂમિવડે તથા એક તત્ત્વ ધ્યાન ભૂમિવડે નિશ્ચય પ્રાપ્ત થાય છે ॥ ૧૧૭-૧૧૮ ॥

---

સર્વત્ર નિર્લિપ્ત છે, તે પુરુષ અવિદ્યાની નિવૃત્તિરૂપ શાંતિને-મોક્ષને-પામે છે ॥ અ. ૨ શ્લો. ૭૧ ॥

**બીજા શ્લોકનો અર્થ:**—માન=ગર્વ=અહંકાર, મોહ=અવિવેક સંગદોષ=પ્રિય તથા અપ્રિય પદાર્થોની પ્રાપ્તિથી ઉપજતા રાગ દ્વેશ. અવ્યય=અવિનાશી.

માનને મોહથી રહિત, સંગ દોષ જેમણે જીત્યો છે એવા પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં તત્પર, ઈચ્છાઓ જેમની અત્યંત નિવૃત્ત થઇ ગઈ છે એવા ને સુખદુઃખવાળાં દ્વંદ્વોથી અત્યંત મુક્ત થયેલા, વિદ્વાનો તે અવ્યય પદને પામે છે ॥ અ. ૧૫ શ્લો. ૫ ॥

त्रयं हि धारणाध्यान-समाधीति क्रियात्मकम् ।
दृश्याश्रयात्मयुक्तं सन्निर्ज्जराः ! संयमो भवेत् ॥ ११९ ॥
यदा त्वात्मानमुद्दिश्य त्रयमेतत् प्रयुज्यते ।
एकतत्त्वं तदोदतिह्येषा वैदान्तिकी श्रुतिः ॥ १२० ॥

અર્થ—આ બાબતમાં ઉપનિષદનું રહસ્ય એવું છે કે ધારણા, ધ્યાન તથા સમાધિ એ ત્રણે ક્રિયાઓ દશ્ય મૂર્તિના અવલંબનથી કરવામાં આવે છે. અને તેની સિદ્ધિને સંયમ કહેવામાં આવે છે; તથા જ્યારે કેવલ આત્માની સાથેના એક લક્ષ્યથી એકાકારતા પ્રાપ્ત થાય છે ત્યારે તેને એક તત્ત્વતા કહેવામાં આવે છે ॥ ૧૧૯-૧૨૦ ॥

मोद्बोधयाति जीवेषु नानाशक्तीर्हि संयमः ।
ऐशीर्नैवात्र सन्देहोनाऽलं मोचयितुं त्वसौ ॥ १२१ ॥
अविद्यापाशसम्बद्धाञ्जीवांस्तान् पाशबन्धनात् ।
एकतत्त्वन्तु शक्नोति भक्तान् दृश्यप्रपञ्चतः ॥ १२२ ॥
हठादाकृष्य तेभ्यो हि शिवत्वं दातुमद्भुतम् ।
साधनं संयमोपेतं योगस्याभ्युदयप्रदम् ॥ १२३ ॥
केवलं त्वेकतत्त्वस्य साहाय्यात् साध्यते तु यत् ।
साधनंतद्धि योगस्य निःश्रेयसकरं ध्रुवम् ॥ १२४ ॥

અર્થ—સંયમવડે અનેક પ્રકારની દૈવી શક્તિ પ્રાપ્ત થાય છે પરંતુ તેથી અવિદ્યાયુક્ત જીવનાં બંધન ત્રુટતાં નથી.

સંયમવડે યુક્ત યોગ સાધન અભ્યુદયને આપે છે. ત્યારે મારામાં એકાકાર વૃત્તિવાળા મારા ભક્તને નિ:શ્રેયસ પદની પ્રાપ્તિ થાય છે. કારણ કે મારામાં એકાકાર વૃત્તિ થવાથી આ સંસારના દૃશ્ય પદાર્થોમાંથી તે આસક્તિ રહીત થઇ અદ્‌ભુત શિવત્વ પદને પામવાને સમર્થ થાય છે ॥ ૧૨૧–૧૨૪ ॥

एतदेवास्ति योगस्य रहस्यं श्रुति मूलकम् ।
योगस्य साधकानां हि तत्त्व ज्ञानप्रकाशकम् ॥ १२५ ॥

**અર્થ**—આ યોગનું રહસ્ય શ્રુતિ મૂલક છે તથા યોગના સાધનારાને તે તત્ત્વજ્ઞાન આપનાર છે ॥ ૧૨૫ ॥

मद्भक्तिरस्ति, योगस्य, प्राणभूता, यतस्त्वतः ।
वैयर्थ्यां पत्तिमाद्त्ते नूनं मद्भक्तिमन्तरा ॥ १२६ ॥
शिलाबीजं भवंदवाः ! निखिलं योगसाधनम् ।
क्रियासिद्धांशबोधा हि येषां योगस्य केवलम् ॥ १२७ ॥
सन्ति वाचनिका एव न यथार्थतया सुराः ! ।
तत्त्वज्ञानविहिनास्तेऽनुरागवर्ज्जिता मयि ॥ १२८ ॥
ज्ञेया अभिनये नूनं शैलूषा इवसन्ततम् ।
गौणी परेति भेदाभ्यां भक्तिर्मे द्विविधा मता ॥ १२९ ॥

**અર્થ**—હે દેવતાઓ ! મારી ભક્તિ યોગ સાધનમાં પ્રાણુરૂપ છે, મારી ભક્તિવિના સાધેલો યોગ, પથ્થરમાં બીજ વાવ્યા સમાન ફળ આપનાર છે અર્થાત્ પથ્થરીયા ભૂમિમાં

વાવેલું બીજ ફળ આપ્યા વિના નિષ્ફળ જાય છે, તેમ મારી ભક્તિ વિનાનો સેવેલો યોગ ફળદાયક થતો નથી. મારી ભક્તિ વિનાનો, તત્ત્વજ્ઞાનથી રહિત, કેવળ વાચિક જ્ઞાનવાળો સાધક નાટકમાં વેશ ધારી રાજાના જેવોજ વેશધારીજ હોય છે તેને યોગની સાધનામાં કદાપિ સિદ્ધિ મળતી નથી. એમ હે દેવતાઓ! તમારે અવશ્ય જાણવું. મારી ભક્તિના બે પ્રકાર છે (૧) ગૌણી ભક્તિ (૨) પરા ભક્તિ ॥ ૧૨૬–૧૨૯ ॥

**विधिभिः साध्यते गौणी त्वासक्तया च प्रवर्द्धते ।**
**मद्दयादृष्टिपातेन पराभक्तिस्तु साधके ॥ १३० ॥**

**स्वत उत्पद्यते देवाः ! आत्मज्ञान प्रकाशिनी ।**
**भावैर्विवर्द्धते सा हि परमानन्ददायिनी ॥ १३१ ॥**

**અર્થ**—મારી ગૌણી ભક્તિ વિધિવડે સિદ્ધ થનારી તથા સતત્ ભક્તિવડે તેની વૃદ્ધિ થાય છે અને મારી પરા ભક્તિ મારી કૃપાથીજ સાધકમાં ઉત્પન્ન થાય છે, મારી પરા ભક્તિ આત્મજ્ઞાન આપનારી તથા પરમાનંદદાયિની છે જે કેવળ મારામાં શુદ્ધ ભાવ રાખવાથીજ વૃદ્ધિને પામે છે. ॥ ૧૩૦–૧૩૧ ॥

**योगिन्युदेत्यसौ गौणी भक्तिः संयमतत्परे ।**
**शिघ्रं तथा परोदेति भक्तत्त्व परायणे ॥ १३२ ॥**

અર્થ—સંયમ પરાયણ યોગિમાં મારી ગૌણી ભક્તિ તથા એક તત્વપરાયણ યોગિમાં મારી પરાભક્તિ શીઘ્ર ઉદય પામે છે ॥ ૧૩૨ ॥

एतद्भक्तिरहस्यं वो वर्णितं संमुखे सुराः ! ।
ज्ञाने परिसमाप्यन्ते साधनान्यखिलानि मे ॥ १३३ ॥

અર્થ—હે દેવતાઓ ! તમારા સન્મુખમાં મેં ભક્તિનું રહસ્ય વર્ણન કર્યું છે, તથા સર્વ સાધનો જ્ઞાનમાં પરિસમાપ્તિને પામે છે અર્થાત જ્ઞાન થયા પછી સાધનોની આવશ્યકતા રહેતી નથી ॥ ૧૩૨ ॥

अतएव च भोदेवाः ! कर्म्मवीर शिरोमणिम् ।
कर्त्तव्यनिष्ठमूर्द्धन्यं निष्कामव्रततत्परम् ॥ १३४ ॥
नृसिंहं तं महात्मानं ज्ञानिभक्तं स्वतोऽमराः ! ।
पूर्णं भक्तिरसैस्तूर्णं पीयूषं पाययाम्यहम् ॥ १३५ ॥

અર્થ—એટલા માટે હે દેવતાઓ ! નિષ્કામ વ્રત-પરાયણ, પોતાના કર્તવ્યમાં આરૂઢ એવા કર્મવિરોમાં સૌથી શ્રેષ્ઠ તે જ્ઞાનિ ભક્ત મહાત્માને મારી ભક્તિના અમૃતરૂપી રસનું પાન શીઘ્ર કરાવું છું ॥ ૧૩૪-૧૩૫ ॥

तत्त्वज्ञानेन मद्भक्तो मत्स्वरूपं यथार्थतः : ।
ज्ञात्वासम्यक् ततो देवाः ! अधिगच्छति मामहो ॥१३६॥

અર્થ—હે દેવતાઓ ! મારા ભક્તો તત્ત્વજ્ઞાન વડે મારા સ્વરૂપને સંપૂર્ણ રીતે જાણીને મને પ્રાપ્ત થાય છે ॥ ૧૩૬ ॥

अस्म्यहं कर्मयोगस्य मद्भक्ति ज्ञानयोगयोः ।
प्रतिष्ठास्थानमेवैकं सत्यमेतन्न संशयः ॥ १३८ ॥

અર્થ—કર્મયોગ, ભક્તિયોગ તથા જ્ઞાનયોગનું અધિષ્ઠાન હું જ છું એમ તમારે નિશ્ચય જાણવું ॥ ૧૩૮ ॥

वेदकाण्डत्रय स्यैतद्रहस्य मुपवर्णितम् ।
ब्रह्मानन्दं निजं नूनमविद्यारुपतः सुराः ! ॥ १३९ ॥
विस्तार्य्य विषयानन्दे तत्र जीवान्निरंतरम् ।
आबध्नाम्यहमेवालंतान् विद्यारुपतः पुनः ॥ १४० ॥
अज्ञान मूलकद्वैत–भावोत्पन्नं हि बंधनम् ।
विच्छिद्योन्मज्जये चापि ब्रह्मानन्दे निमज्जये ॥ १४१ ॥

અર્થ—હે દેવતાઓ ! આ પ્રમાણે વેદના ત્રણે કાંડના રહસ્યનું વર્ણન કરવામાં આવ્યું છે. હું જ અવિદ્યારૂપથી મારા બ્રહ્માનંદને વિષયાનંદરૂપે વિસ્તારી તેમાં જીવોને નિરંતર બંધન કરૂંછું તથા વિદ્યારૂપથી અજ્ઞાન મૂળક દ્વૈતભાવથી ઉત્પન્ન થએલા બંધનમાંથી મુક્ત કરી જીવોને બ્રહ્માનંદરૂપ જળમાં સ્નાન કરાવું છું. અર્થાત્ બ્રહ્માનંદમાં નિમગ્ન કરૂં છું ॥ ૧૩૯–૧૪૧ ॥

केवलं ज्ञानयोगेन पाशमज्ञान मूलकम् ।
जीवः शिवत्वमासाद्योच्छेत्तुं पारयते ध्रुवम् ॥ १४२ ॥

અર્થ—કેવળ જ્ઞાનયોગવડેજ જીવ અજ્ઞાનમૂળક બંધના પાશથી મુક્ત થઇ કલ્યાણરૂપ થાય છે–મોક્ષને પામે છે ॥૧૪૨॥

विद्यारूपन्तु बिभ्राणाऽऽ नेतुं च प्रयते सुखम् ।
स्वाभि मुख्य महद्देवाः ! अधिकार प्रभेदतः ॥ १४३ ॥
विभिन्नमार्गतो नूनं स्वभक्तान् ज्ञानयोगिनः ।
अधिकारद्वयं देवाः ! वर्ण्यते वोऽन्तिकेऽधुना ॥ १४४ ॥
ज्ञानयोगस्य तद्यूयं शृणुयात समाहिताः ।
पूर्वं पश्यन्ति मच्छक्तिं तत्त्वज्ञा ज्ञानयोगिनः ॥ १४५ ॥
त्रिविधेषु च रूपेषु तथा सप्तविधेषु च ।
परंच तेषु ते देवाः ! सज्जन्ते नैव कर्हिचित् ॥ १४६ ॥

**અર્થ**—હું વિદ્યારૂપ ધારણ કરીને મારા જ્ઞાનિ ભક્તોને તેમના અધિકારાનુસાર જૂદા જૂદા માર્ગદ્વારાએ સુખપૂર્વક મારી સન્મુખ રાખવા માટે પ્રયત્ન કરૂં છું અર્થાત્ મારા સ્વરૂપમાં તેમની વૃત્તિઓને સ્થિર કરૂં છું. મારા જ્ઞાનયોગિ ભક્તોના જ્ઞાનયોગના બે અધિકારોનું જૂદી જૂદી રીતે હું તમારી પાસે હમણાં વર્ણન કરૂં છું, તે હે દેવતાઓ ! તમે સાવધાન થઇને સાંભળો. પ્રથમ તત્ત્વજ્ઞાની યોગિ મારી શક્તિને ત્રણ તથા સાત રૂપવડે જુવે છે છતાં તેઓ હે દેવતાઓ ! મારા તે રૂપોમાં કદિપણ આસક્ત થઇ ફસાતા નથી ॥ ૧૪૩–૧૪૬ ॥

मां त्रिभावानुसारेणाऽनु भवन्तो हि तेऽसकृत् ।
क्षिप्रमभ्युदयं देवाः ! अधिकुर्वन्ति सर्वथा ॥ १४७ ॥

અર્થ—મારા ત્રણ ભાવોનું વારંવાર ચિંતન કરનારા તેઓ, સંપૂર્ણ અભ્યુદયના અધિકારી શીઘ્ર થાય છે ॥ ૧૪૭ ॥

लोकसप्तमपर्य्यन्तं तेषामूर्द्ध्वगतिर्भवेत् ।
पुनरावृत्ति सन्देह सत्त्वेऽपि विबुधर्षभाः ! ॥ १४८ ॥
नैवास्ति पतनाद्भीतिस्तेषां भाग्यवतां ततः ।
श्रेष्ठाधिकार सम्पन्नास्ततोऽन्ये ज्ञानयोगिनः ॥ १४९ ॥
सच्चिदानन्दरूपं मेऽखण्डंविभु च निर्म्मलम् ।
निर्विकारं सदा पूर्णमद्वितिय स्वरूपकम् ॥ १५० ॥
दृष्ट्वा साक्षाल्लयं प्राप्ता कैवल्यमाप्नुवन्तिह ।
एतद्दशाद्वयं नूनं वदन्ति हि यथाक्रमम् ॥ १५१ ॥
उच्चैः परोक्षापरोक्षाऽनुभूतीति विपश्चितः ।
श्रौतं त्रैकाण्डिकं योग–रहस्यंह्येतदीरितम् ॥ १५२ ॥

અર્થ—તે (અભ્યુદય પામેલા) જ્ઞાનયોગિઓની ઉર્દ્ધ્વ ગતિ સપ્તલોક પર્યંત થાય છે, હે દેવશ્રેષ્ઠો ! જો કે સપ્ત-લોકમાંથી પુનરાવૃત્તિનો સંભવ છે તથાપિ તે ભાગ્યવાન હોવાથી તેમનું પતન થતું નથી. મારા બીજા શ્રેષ્ઠ જ્ઞાનયોગિ અધિકારીઓ મારા સચ્ચિદાનંદમય અખંડ, નિર્મળ, વિભુ, સદાપૂર્ણ, નિર્વિકાર તથા અદ્વિતીય સ્વરૂપનું દર્શન કરીને તેમાં લય ભાવને પામી નિઃશ્રેયસની પ્રાપ્તિવાળા થાય છે.

આ બંને પ્રકારના જ્ઞાનયોગીઓની દશા અનુક્રમે પરોક્ષાનુભૂતિ તથા અપરોક્ષાનુભૂતિવાળી છે. એમ વિદ્વદ્‌ગણ ઉંચે સ્વરથી કહે છે. હે દેવતાઓ ! આ પ્રમાણે આ ત્રીજા અધ્યાયમાં વેદના ત્રણ કાંડના યોગનું રહસ્ય મેં તમારી આગળ વર્ણન કર્યું છે ॥ ૧૪૮-૧૫૨ ॥

**इति श्री शक्तिगीता सूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे महादेवी देवसम्वादे वेदकाण्डत्रय योगविज्ञान वर्णनं नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥**

આ પ્રમાણે શ્રી શક્તિ ગીતા ઉપનિષદ્‌ના બ્રહ્મવિદ્યા સંબંધી યોગ શાસ્ત્રને મહાદેવી દેવોના સંવાદરૂપ વેદત્રય કાંડના યોગ વિજ્ઞાન વર્ણન નામને ત્રીજો અધ્યાય સમાપ્ત.



# મંત્રયોગના સોળ અંગનું વર્ણુન.

પાનું ૧૨૦ માંની ટીકામા મત્રયોગના સોળ અંગો જણાવ્યાં છે તેમાંનુ "પ્રથમ અંગ ભક્તિ" વિષે પાન ૧૨૨ માં વર્ણુન કરવામા આવેલું છે તે પછી યોગના સાધનોનું વર્ણુન કરવામાં આવેલું છે તે તે પુરૂં થવાથી હવે મત્રયોગના બીજા અંગથી સોળ અંગ સુધીનું વર્ણુન કરવામાં આવે છે તે સાધકે લક્ષ પૂર્વક વાંચવુ અને સમજી તે પ્રમાણે બનતા પ્રયાસે આચારમાં મૂકવું. કોઈ પણ પ્રકારની ભક્તિ મત્રયોગમાં જણાવ્યા પ્રમાણે વિધિસર કરવામાં ન આવે તો તે ફળ પ્રદાન કરતી નથી, માટે સાધકે પ્રમાદનો ત્યાગ કરી વિધિસર ઇષ્ટની ઉપાસના કરવી જોઈએ, જે આ દુઃખદ સંસારમાંથી સત્વર આનંદમય સુખનો અનુભવ કરાવી અંતે કૈવલ પદને પહોંચાડે છે, જ્યાંથી પાછા જન્મ મરણ રૂપ મહા અનર્થ રૂપ યોનીમા પડાતુ નથી, પણ અંશાવતાર રૂપે જગતના કલ્યાણમા સહાય ભૂત થવાય છે માટે સાધક આ દશાને પામવા માટે અવશ્ય પ્રમાદનો ત્યાગ કરી સાંસારિક વિષયોમાથી આસક્તિનો ત્યાગ કરી મંત્ર યોગની વિધિ પ્રમાણે ક્રિયાયુક્ત થવા માટે સદા આગ્રહ પૂર્વક પ્રયત્નવાન થવું.

મંત્રયોગનુ પ્રથમ અંગ ભક્તિનુ વર્ણુન.

ભક્તિના સ્વરૂપનું વર્ણુન પાન ૧૨૨ ની ટીકાના અનુસંધાનમાં.

पराऽऽनन्दाप्रदा भक्तिः पराभक्तिर्मता बुधैः ।
या प्राप्यते समाधिस्थैर्योगिभिर्योगपारगैः ॥ ४ ॥
त्रैगुण्यभेदास्त्रिविधा भक्तावै परिकीर्त्तिताः ।
आर्त्तोजिज्ञासुरर्थार्थी तथा त्रिगुणतः परः ॥
परा भक्त्याधिकारी यो ज्ञानिभक्तः तुर्यकः ॥ ५ ॥

उपासकाःस्युस्त्रिविधा स्त्रिगुणस्याऽनुसारतः ।
ब्रह्मोपासक एवाऽत्र श्रेष्ठः प्रोक्तो मनीषिभिः ॥ ६ ॥

सगुणोपासना यास्यादवतारप्रपूजनम् ।
विहिताब्रह्मबुद्ध्या चेदत्रैवान्तर्भवन्तिताः ॥ ७ ॥
सकामबुद्ध्या विहितं देवर्षिपितृपूजनम् ।
द्वितीयश्रेणिका ज्ञेयास्तत्कर्त्तारस्तथा पुनः ॥ ८ ॥

तृतीयश्रेणिकास्तेस्युः क्षुद्रशक्ति समर्चकाः ।
श्रेताद्युपासनं चैव निम्नश्रेणिकमुच्यते ॥ ९ ॥
ब्रह्मोपासनमेवाऽत्र मुख्यं परममंगलम् ।
निःश्रेयसकरं ज्ञेयं सर्वश्रेष्टं शुभावहम् ॥ १० ॥

**અર્થ—**પરાભક્તિ પરમાનંદ આપનારી કહેવાય છે, તે પરમાનંદનો યોગમાં કુશળ યોગિયો સમાધિદશામાં અનુભવ કરે છે. ત્રણ ગુણના ભેદને લીધે ભક્તોના પણ ત્રણ પ્રકાર છે જેવા કે આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી તથા ચોથો જ્ઞાની ભક્ત કહેવાય છે જ્ઞાની ભક્ત ત્રણ ગુણથી રહિત છે. જ્ઞાની ભક્ત પરાભક્તિનો અધિકારી છે, ત્રિગુણના ભેદથી ઉપાસક પણ ત્રણ પ્રકારના છે, તેમાં બ્રહ્મની ઉપાસના કરનારાને મનીષીઓએ સર્વ કરતાં શ્રેષ્ઠ કહેલો છે બ્રહ્મબુદ્ધિથી સગુણોપાસક તથા બ્રહ્મ બુદ્ધિથી અવતારો પાસક એમ બે પ્રકારની શ્રેણી છે સકામ બુદ્ધિથી ઋષિ દેવતા તથા પિતરોની ઉપાસના કરનારો બીજી શ્રેણીનો ઉપાસક કહેવાય છે, તથા ક્ષુદ્ર શક્તિયોની ઉપાસના કરનારો ત્રીજી શ્રેણીનો ઉપાસક કહેવાય છે પ્રથમ શ્રેણી જે બ્રહ્મોપાસના છે તે પરમ કલ્યાણ પ્રદ તથા નિઃશ્રેયસ કર હોવાથી સર્વથી શ્રેષ્ઠ છે એમ સમજવું.

## [illegible]ંત્રયોગનું બીજું અંગ શુદ્ધિ વર્ણન.

[illegible]तदिशास्थान भेदाच्छुद्धिश्चतुर्विधा ।

यद्वा

[illegible]शुद्धिश्च दिक्शुद्धिर्बाह्यशुद्धिस्तथैवच ।
अन्तशुद्धिरिति प्रोक्तास्ताश्चतस्रोयथाक्रमम् ॥

स्थानशुद्ध्या पुण्यवृद्धिः पावित्रं च प्रजायते ।
दिक्शुद्ध्या शक्त्यधिगमो बाह्यशुद्ध्यात्महृष्टता ॥

इष्टदेयकृपाप्राप्तिश्चान्तः शुद्ध्येष्टदर्शनम् ।
समाधि सिद्धिर्भवति योगी शुद्धीः समाचरेत् ॥

શુદ્ધિના ચાર પ્રકાર છે (૧) શરીરની શુદ્ધિ (૨) મનની શુદ્ધિ (૩) દિશાની શુદ્ધિ (૪) સ્થાનની શુદ્ધિ. આજ ચાર પ્રકારને બીજી રીતે બાહ્ય શુદ્ધિ, અંતર શુદ્ધિ, દિક્ શુદ્ધિ અને સ્થાન શુદ્ધિ કહેવાય છે સ્થાન શુદ્ધિથી પવિત્રતાની તથા પુણ્યની વૃદ્ધિ થાય છે દિકશુદ્ધિથી શક્તિની પ્રાપ્તિ થાય છે બાહ્ય શુદ્ધિથી આત્મ પ્રસાદ તથા ઇષ્ટદેવની કૃપા પ્રાપ્ત થાય છે તથા અંતર શુદ્ધિથી ઇષ્ટ દેવના દર્શન તથા સમાધિની પ્રાપ્તિ થાય છે યોગીએ આચારે શુદ્ધિઓનો વિચાર અવશ્ય કરવા યોગ્ય છે.

### (૧) દિકશુદ્ધિનું વર્ણન.

आसीनः प्राङ्मुखो नित्य जपं कुर्याद्यथाविधि ।
रात्रावुदङ्मुखः कुर्याद्दैवंकार्यं सदैवहि ॥

दिक्शुद्ध्या साधकः सिद्धिंसाधनेकभर्तेजसा ।
मनश्च [illegible]यतां यातीत्यतः कार्याप्रयत्नतः ॥

પૂર્વાભિ મુખે અથવા ઉત્તરાભિ મુખે બેસીને નિત્ય યથા વિધિ જપ કરવો, તથા રાત્રિમાં ઉત્તરાભિ મુખે બેસીને દૈવ કર્મ સદા કરવું દિક્ શુદ્ધિદ્વારા સાધકને સાધનની સિદ્ધિ થાય છે, તથા સાધકનું મન તેને વશ થાય છે. માટે સાવધાન યોગીએ સદા દિશાની શુદ્ધિનો વિચાર કરવો એ જરૂરનું છે.

(૨) સ્થાનશુદ્ધિનુ વર્ણન.

गोमयेन यथास्थानं कायोगंगोदकेनच ।
पंचशाखायुतोदेशस्तथा सिद्धिप्रदायकः ॥
गोशाला वैगुरोर्गेहं देवायतनकाननम् ।
पुण्यक्षेत्रं नदीतीरं सदापूतं प्रकीर्त्तितम् ॥

અર્થ:—જેમ ગંગા જળથી શરીરની શુદ્ધિ થાય છે તેમ ગો-મયથી સ્થાનની શુદ્ધિ કરવી તથા પચ શાખા યુક્ત સ્થાન અર્થાત્ અશ્વત્થ, વટ, બિલ્વ-બીલી, આમલકી તથા અશોક આ પચ વૃક્ષ યુક્ત પંચવટીની નીચેનું સ્થાન સિદ્ધિ આપનાર છે ગોશાળા, ગુરુગૃહ, દેવાયતન, અર્થાત્ દેવ મંદિર, વન સ્થાન, તીર્થાદિ પુણ્ય ક્ષેત્ર તથા નદી તીર આ સ્થાનો સદા પવિત્ર ગણાય છે.

સાધન ક્રિયામાં સ્નાન એ મનુષ્યોનું પ્રથમ કર્મ છે એમ વેદ અને ધર્મ શાસ્ત્રમાં કહેવામાં આવ્યુ છે.

(૩) કાય શુદ્ધિનુ વર્ણન.

स्नानमूलाः क्रियाः सर्वाः श्रुतिस्मृत्युदितानृणाम् ।
तस्मात्स्नानंनिषेवेत श्रीपुष्ट्यारोग्यवर्द्धनम् ॥
मान्त्रंभौमं तथाग्नेयं वायव्यं दिव्यमेवच ।
वारुणं मानसं चैव सप्तस्नानं प्रकीर्त्तितम् ॥

**અર્થ:**—માંત્ર, ભૌમ, આગ્નેય, વાયવ્ય, દિવ્ય, વારુણ તથા માનસ એમ સ્નાનના સાત પ્રકાર છે "आपोहिष्ठा" આદિ મત્ર તથા જળ આદિથી જે સ્નાન કરવામાં આવે છે તેને માંત્ર સ્નાન કહે છે (૨) શરીરને ભીના વસ્ત્રથી સારી રીતે લુછવું તેને "ભૌમ" સ્નાન કહે છે (૩) ભસ્મ ધારણ કરવાથી આગ્નેય સ્નાન કહેવાય છે (૪) ગોરજથી શરીર ઉપર લેપન કરવું તેને "વાયવ્ય" સ્નાન કહે છે (૫) વૃષ્ટિ થતી હોય અને તે સમય સૂર્યને તડકા હોય તો અને તે વખતે વૃષ્ટિના જળમાં સ્નાન કરવુ એ દિવ્ય સ્નાન કહેવાય છે (૬) જળમાં ડુબકી મારીને જે સ્નાન કરવુ તેને વારુણ સ્નાન કહે છે (૭) તથા અનંત સૂર્યના સમાન પ્રભા યુકત ચતુર્ભુજ સત્વ ગુણમય ભગવાનના સ્વરૂપનું ધ્યાન ધરવું તેને "માનસ સ્નાન" કહે છે આ પ્રમાણે બાહ્ય શુદ્ધિદ્વારા આત્મ પ્રસાદ તથા ઇષ્ટ દેવની કૃપા પ્રાપ્ત થાય છે.

(૪) અંતઃશુદ્ધિનું વર્ણન.

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानंदमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोध स्त्यागः शान्तिरपैशुनम् ।
दयाभूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नाऽतिमानिता ।
भवन्तिसम्पदो दैव्यश्चित्तनैर्मल्य कारणम् ॥
दम्भोदर्पोऽभिमानश्चक्रोधः पारुष्यमेवच ।
अज्ञानंचाऽभिजातस्यविद्यात्सम्पदमासुरीम् ॥
दैवी सम्पद्विमोक्षाय निबंधायासुरी मता ।
दैवीं संपत्तिमासाद्यनिस्त्रैगुण्योभवेत्सुधीः ॥

**અર્થ:**—ભયશૂન્યતા, ચિત્ત પ્રસન્નતા, જ્ઞાનયોગ અર્થાત્ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાના ઉપાયમાં તિવ્ર નિષ્ઠા, દાન ઇંદ્રિય સંયમ, યજ્ઞ, વેદ તથા વેદ સંમત શાસ્ત્રનો પાઠ કરવો. તપ, સરલતા, વૃત્તિ, અહિંસા અર્થાત્ જીવોની રક્ષા કરવામાં પ્રવૃત્તિ, સત્ય, અક્રોધ, કર્મના ફલમાં અનાશક્તિ, ચિત્તની શાન્તિ, ખલવૃત્તિયોનો પરિત્યાગ, સઘળા ભૂતો ઉપર દયા, લોભનો ત્યાગ કરવો, અહંકારનો ત્યાગ કરવો, કુકર્મ કરવામાં લજ્જા, ચંચળતાનો ત્યાગ, તેજ, ક્ષમા, અર્થાત્ દોષવાનને દંડ આપવામાં સમર્થ હોવા છતાં તેના દોષની ઉપેક્ષા કરવી. ધૈર્ય શૌચ કોઈની પણ સાથે વિરોધ કરવો નહી તથા "હું પૂજ્ય છું" "મારી આવા પ્રકારની યોગ્યતા છે" ઇત્યાદિ અભિમાનવાળા ભાવોનો ત્યાગ કરવો તે આ સઘળી દૈવી સંપત્તિ કહેવાય છે, તથા આ સઘળી વૃત્તિઓનો અભ્યાસ કરવાથી અંત:કરણ નિર્મળ થાય છે દંભ એટલે "હું ધાર્મિક છું" એ પ્રકારનું અભિમાન દર્પ એટલે હું ધનવાન છું આ પ્રકારનો અહંકારનો ભાવ અભિમાન એટલે "હું પૂજનીય છું" આવા પ્રકારના અહંપણાનો ભાવ ક્રોધ પારૂષ્ય એટલે નિષ્ઠુરતા અવિવેક એટલે વિચાર પૂર્વક કામ ન કરવું, આ પ્રકારની આસુરી સંપત્ જાણવા યોગ્ય છે દૈવી સંપત્ મોક્ષનું કારણ છે તથા આસુરી સંપત્ જીવને બંધન કરનાર છે માટે બુદ્ધિમાનોએ સદા દૈવી સંપત્તિનો અભ્યાસ કરી મોક્ષ પદને માટે પ્રયત્ન કરવો.

મંત્રયોગનું ૩ જું અંગ આસન વર્ણન.

**प्रधानतो मन्त्रयोग आसनेद्वेहितप्रदे ।**
**पद्मं च स्वस्तिकं चैव तथा तच्छुद्धिरुच्यते ॥**

**भेद शुद्धि क्रियाभ्यासादासनं शुद्धयति ध्रुवम् ।**
**यत्रास्यते साधकेन भेदास्तस्य पृथक् पृथक्**
**वेदेषु तंत्रेषु तथा कथिता मुनिपुंगवैः ॥**

सकामांकामभेदेनोपासनायाश्चभेदतः ।
कामना तारतम्याश्च निर्णीतान्यासनानिवै ॥
धारणाशुद्धितोमन्त्रोच्चारणादपि शुद्धयति ।
आसनं तच्चद्विविधं कर्मोपासन भेदतः ॥
बहुशोवर्णितं कर्मोपासनाकाण्डयोः स्फुटम् ।
निर्णितमासनविधेर्विज्ञानं विधिपूर्वकम् ॥
परात्मदर्शिभिः पूर्वंहठयोगविशारदै ।
योगिनां श्रेयसे सिद्धिरासनस्य प्रकीर्त्तिता ॥

**અર્થ:—**મંત્રયોગમાં બે પ્રકારના આસન પ્રધાનતાથી માનવામાં આવ્યાં છે એક સ્વસ્તિ તથા બીજું પદ્માસન, આસન ભેદ આસન શુદ્ધિ તથા આસન ક્રિયા એમ ત્રણ પ્રકારે આસન શુદ્ધિ કહેવાય છે સકામ, નિષ્કામ, વિચાર, ઉપાસના પદ્ધતિ તથા કામનાની તારતમ્યતાથી આસનના ભેદનો નિર્ણય થયો છે ધારણા શુદ્ધિ તથા મંત્રોચ્ચારણદ્વારા આસન શુદ્ધિ કરવામાં આવે છે કર્મકાંડ તથા ઉપાસના કાંડની વિધિ જૂદી જૂદી હોવાથી તેમના આસનમાં પણ ભેદનો નિર્ણય કરવામાં આવ્યો છે તથા આસન ક્રિયાનું વિજ્ઞાન હઠયોગ તત્વજ્ઞ પરાત્મ દ્રષ્ટા પ્રાચીન યોગીયોએ વિધિ પૂર્વક નિર્ણીત કર્યુ છે આસનની સિદ્ધિ યોગીઓને માટે પરમ કલ્યાણપ્રદ છે.

सुचैलं काम्वलं कौशं सिंहव्याघ्रमृगाजिनम् ।
एतेषामासनं शुद्धं सिद्धये वै फलायच ॥
काम्यार्थं कम्बलं चैव श्रेष्ठं चरक्तकम्बलम् ।
कृष्णा जीने ज्ञानसिद्धिर्मोक्षः स्याद् व्याघ्रचर्मणि ॥
कुशासने भवेदायुश्चैलं व्याधिविनाशनम् ।
योगसिद्धिप्रदानेतु चैलाजिनकुशोत्तरम् ॥

धरण्यां दुःखसंभूतिर्दौर्भाग्यं दारुजासने ।
वंशासने दरिद्रः स्यात्पाषाणे व्याधि पिडनम् ॥
तृणासने यशोहानिः पल्लवे चित्तविभ्रमः ।
जपध्यान तपोहानिर्वसनासनतोभवेत् ॥
नादीक्षितो विशेज्जातु सिंहव्याघ्राजिनेगृही ।
उदासीनवदास्येत स्नातक ब्रह्मचारिभिः ॥
पृथिवी मंत्रस्य च ऋषिर्मेरुपृष्ठउदाहृतः ।
सुतलं च तथाच्छन्दः कूर्मोदेवोऽस्य कीर्त्तितः ॥
आसने विनियोगः स्यादासने सुखदे विशेत् ।
जपार्चनादिकं कुर्यादन्यथा निष्फलं भवेत् ॥

પકવસ્ત્ર—રેશમી વસ્ત્ર, કંબલ, દર્ભાસન, સિંહચર્મ, વ્યાઘ્રચર્મ, તથા મૃગ ચર્મ એ આસનો અતિ શુદ્ધ કહેવાય છે. તથા સત્વગી સિદ્ધિઓનું ફલ આપનાર છે, કામ્ય કર્મ કરનારાને માટે કંબલ આસન શ્રેષ્ઠ કહેલું છે, પણ તેમા રાતી કામળીનુ આસન ઉત્તમ માનવામાં આવે છે. કૃષ્ણાજિન એટલે કાળા મૃગના ચર્મનુ આસન જ્ઞાનની સિદ્ધિ આપનાર છે. વ્યાઘ્રચર્મથી મોક્ષની સિદ્ધિ થાય છે. કુશાસનથી આયુર્દા વધે છે. તથા ચૈલ એટલે રેસમી આસનથી વ્યાધિનો નાશ થાય છે. યોગ સાધન કરનાર સાધકે આસન નીચે પ્રમાણે નિર્માણ કરવુ. સૌની નીચે કુશાસન, તેના ઉપર અજિન ચર્મ, અને સૌથી ઉપર ચલ એટલે રેશમી વસ્ત્ર એ પ્રમાણે આસનની વિધિ કહેલી છે.

નીચે પ્રમાણે આસનો નિષેધ કહ્યાં છે. માટે તે આસનોનો કદાપિ પણ ઉપયોગ કરવો નહીં. (૧) પૃથ્વીનું આસન કરવાથી દુઃખની પ્રાપ્તિ થાય છે (૨) કાષ્ઠાસનથી દુર્ભાગ્ય ઉદય પામે છે. (૩) વાંસના આસનથી દરિદ્રતા પ્રાપ્ત થાય છે. (૪) પાષાણના આસનથી વ્યાધિ

થાય છે (૫) તૃણના આસનથી યશની હાનિ થાય છે, પાંદડાના આસનથી ચિત્ત ભ્રમ થાય છે, તથા વસ્ત્રના આસનથી જપ, ધ્યાન, તથા તપની હાનિ થાય છે, માટે નિષિદ્ધ આસનનો કદિ પણ ઉપયોગ કરવો નહીં.

સિંહચર્મ, વ્યાઘ્રચર્મ, તથા કૃષ્ણાસારચર્મ પર ગુરૂદીક્ષા વગરના ગૃહીએ કદાપિ પણ બેસવું નહીં, એવા આસનો ઉપર ગૃહસ્થ કેવળ ગુરૂની આજ્ઞા થાય તોજ બેસી શકે છે. જે સ્નાતક બ્રહ્મચારી હોય તેણે તે આસનો ઉપર ઉદાસીન વૃત્તિથી બેસવું. ઉચિત આસન ઉપર બેસીને "પૃથ્વી" એ મંત્રના ઋષિના નામનો ઉચ્ચાર કરી આસન શુદ્ધ કરી સુખ પૂર્વક બેશીને જપ પૂજા આદિ કરવાથી સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. અને અન્યથા કરવાથી સાધન કાર્ય નિષ્ફલ જાય છે.

મંત્રયોગનું ૪ થુ અંગ પંચાંગ સેવન વર્ણન.

गीता सहस्रनामानि स्तवः कवचमेवच ।
हृदयंचेतिपंचैते पंचांग प्रोच्यतेबुधैः ॥
स्वोपासनानुसारेण गीतायाः पठनाद् ध्रुवम् ।
सहस्रनामाध्ययनात्स्वपद्धत्यनुसारतः ॥
स्तोत्रस्य कवचस्याऽपिहृदयस्य च पाठतः ।
योगसिद्धिमवाप्नोति योगीविगतकल्मषः ॥
गीतापंचविधा प्रोक्ता पंचो पासन भेदतः ।
भगवत्सूर्यशक्तीनां गणेशस्य शिवस्यच ॥
तथा सहस्रनामाद्या विविधाः परिकीर्तिताः ॥
अनेकोपासनाभेदाद्विज्ञेया गुरुदेवतः ॥
गीतासुवर्णितंह्येकंजगज्जन्मादि कारणम् ।
विचित्र भावशबलंविज्ञानं ब्रह्मणः स्फुटम् ॥
ब्रह्मोपासनतांयान्तियतः पंचाऽप्युपासनाः ॥

**અર્થ**:—ગીતા. સહસ્ર નામ, સ્તવ, કવચ, તથા હૃદય, આ પાંચને વિદ્વાનો પંચાંગ કહે છે. પોતપોતાના સંપ્રદાયની ઉપાસના અનુસાર ઉપરના પાંચમાના ગમે તે એકનો પાઠ કરવાથી યોગી પાપ રહિત થઈ યોગ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. આ પુસ્તકોનો પાઠ સાધક પ્રથમ શ્રી ગુરૂદેવની પાસેથી લેવો જોઈએ. સઘળી ગીતાઓમા, એટલે ભગવદ્ ગીતા, ગણેસ ગીતા, શક્તિ ગીતા. સૂર્ય ગીતા, તથા શીવ ગીતા, જગત્ જન્માદિ કારણનો વિચાર કરતાં એક અદ્વિતીય બ્રહ્મના જુદા જુદા ભાવમય વિજ્ઞાનનુંજ વર્ણન કરેલું છે કેમ કે પચોપાસના એ બ્રહ્મોપાસનાજ છે.

મંત્રયોગનું ૫ મું અંગ આચાર વર્ણન.

**आचार स्त्रिविधः प्रोक्तं साधकानां मनीषिभिः ।**
**दिव्यदक्षिणवामाश्चाधिकारः सप्तकीर्त्तिताः ॥**
**सप्ताधिकाराविदुषः साधकस्यमताह्यमे ।**
**दीक्षाततो महादीक्षा पुरश्चरणमेवच ॥**
**ततो महापुरश्चर्याऽ भिषेकस्तदनन्तरम् ।**
**षष्ठो महाभिषेकश्च तद्भावोऽन्तिम ईरितः ॥**

**અર્થ**:—સાધકોને માટે ત્રણ પ્રકારના આચારોનું વર્ણન આચાર્યોએ કરેલું છે. (૧) દિવ્ય (૨) દક્ષિણ (૩) તથા વામ, તેમજ સાધકોના સાત અધિકાર કહેવામાં આવેલા છે જેવા કે દીક્ષા, મહાદીક્ષા, પુરશ્ચરણ, મહા પુરશ્ચરણ, અભિષેક, મહાભિષેક, તથા તદ્ભાવ, આ અધિકારો દ્વારા એ સાધક મુક્તિ પદને પામે છે એમાં જરાએ સંદેહ નથી. આ સાત અધિકારોને વિષે વિસ્તારથી તંત્રાદિ શાસ્ત્રમાં લખેલું છે માટે ત્યાં જોવું. દક્ષિણ તથા વામ આચાર એક બીજાથી વિરૂદ્ધ છે. બંનેનું લક્ષ્ય નિવૃત્તિ મૂલક છે પરંતુ વામાચાર પ્રવૃત્તિ મૂલક તથા

દક્ષિણા ચાર નિવૃત્તિ મૂલક છે. જો કે મનુષ્યોમાં પ્રવૃત્તિ ઘણી રહેલી છે, અને તે સ્વાભાવિક છે પરંતુ દક્ષિણાચાર જે નિવૃત્તિ રૂપ છે તે મહા ફલને આપનાર છે. દિવ્યાચાર બંને આચારો કરતાં શ્રેષ્ઠ છે. કારણ કે તે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એ બને આચારોથી અતીત છે. એટલે તે દ્વંદ્વાતીત હોવાથી પરમાનંદ પ્રદ છે. જે સાધક સાત્વિક હોય તેને દિવ્યાચાર કલ્યાણ આપનાર છે, જે સાધક રાજસિક છે તેને દક્ષિણાચાર કલ્યાણ આપનાર છે અને જે સાધક તામસિક છે તે, વામાચારનો અધિકારી છે.

મંત્રયોગનું ૬ ઠું અંગ ધારણા વર્ણન.

**बाह्याऽऽभ्यन्तरभेदेन धारणाद्विविधामता ।**

**सहायतां प्रकुरुते मंत्रयोगे हि धारणा ॥**

**बाह्यवस्तु मनोयोगाद् बाह्याभवति धारणा ॥**

**अन्तर्जगत्सूक्ष्मद्रव्ये, मनो योगान्मताऽपरा ।**

**श्रद्धायोगसमभ्यासात्स्फुटं सिध्यतिधारणा ॥**

**અર્થ**—બાહ્ય તથા અંતર એમ બે પ્રકારના ભેદથી ધારણ પણ બે પ્રકારની છે. મંત્ર યોગમાં ધારણા પરમ સહાય કરનાર છે, બહાર પદાર્થોમાં તથા સૂક્ષ્માતિસૂક્ષ્મ અંતર્જગત્‌માં ધારણા મન વડે થાય છે માટે મનની વૃત્તિ ધારણાનું સાધન છે, ધારણાની સિદ્ધિ શ્રદ્ધા અને યોગના અભ્યાસથી થાય છે અર્થાત્ ધારણા કરવામાં મનનો નિરોધ અવશ્ય થવો જોઇએ.

મંત્રયોગનું સાતમું અંગ દિવ્યદેશ વર્ણન.

**यथागवां सर्वशरीरजं पयः ।**
**पयोधराभ्निःसरतीह केवलम् ॥**

**तथा परात्माऽखिलगोऽपिशाश्वतो ।**
**विकाशमाप्नोति स दिव्यदेशकैः ॥**

**અર્થ:**—જોકે ગાયના આખા શરીરમાં દૂધ વ્યાપ્ત થઇને રહેલું છે પણ તે સ્તન દ્વારા એજ પ્રાપ્ત થઇ શકે છે તે પ્રમાણે પરમાત્માની શક્તિ સર્વત્ર વ્યાપક હોવા છતાં પણ તેનો વિકાશ દિવ્ય દેશમાંજ થાય છે. યોગશાસ્ત્રમાં સોળ પ્રકારના દિવ્ય દેશો કહ્યા છે.

મન્ત્રયોગનું આઠમું અંગ પ્રાણક્રિયા વર્ણન.

**मनः प्राणा मरुच्चैतेऽ भेदसम्बन्ध योगिनः ।**
**कार्य्यकारणरूपस्त्वंवायोः प्राणस्य चेष्यते ॥**
**अतः प्राणक्रियायोगयुक्ता नासाः प्रकीर्तिताः ।**
**प्राणायामस्य भेदात्रै वर्णिता हठयोगिभिः ॥**

**અર્થ:**—મન, પ્રાણ, તથા વાયુ એ ત્રણનો એક સંબંધ છે (એ ત્રણ વડે સઘળી ક્રિયા થાય છે) વાયુ તથા પ્રાણનો કાર્ય તથા કારણ રૂપ સંબંધ છે. તેમજ પ્રાણાયામની ક્રિયા સાથે ન્યાસ ક્રિયાનો પણ સંબંધ છે; પ્રાણાયામ વિષે વિસ્તારથી હઠ યોગની પ્રક્રિયાં જોઇ લેવું. (વિસ્તારના ભયથી અત્રે આપવામાં આવ્યું નથી).

મંત્રયોગનું નવમું અંગ મુદ્રાઓનું વર્ણન.

**मोदनात्सर्व देवानां द्रावणात्पापसन्ततेः ।**
**तस्मान्मुद्रेति विख्याता मुनिभिस्तन्त्रवेदिभिः ॥**
**अथमुद्राः प्रवक्ष्यामि सर्वतन्त्रेषु कल्पिताः ।**
**याभिर्विरचिताभिश्च मोदन्ते मन्त्रदेवताः ॥**
**अर्चने जपकाले च ध्यानेकाम्ये च कर्म्मणि ।**
**स्नाने चाऽऽवाहने शंखे प्रतिष्ठायाञ्च रक्षणे ॥**
**नैवेद्ये च तथाऽन्यत्र तत्तत्कल्पप्रकाशिते ।**
**स्थाने मुद्राः प्रद्रष्टव्याः स्वस्वलक्षणलक्षिताः ॥**

**અર્થઃ**—મુદ્રાઓદ્વારા દેવતાઓનો આનંદ વધે છે, તથા સાધકોના પાપો નાશ પામે છે, તેથી તંત્રવેત્તા મુનિયોએ મુદ્રાઓની સંજ્ઞા કરેલી છે. દેવતાપૂજન વખતે, જપ વખતે, ધ્યાન વખતે, કામ્ય કર્મ વખતે, સ્નાનના સમયમાં, દેવતાઓના આવાહન કાળે, શંખ સ્થાપન કરતી વખતે, પ્રાણ પ્રતિષ્ઠાના સમયે, નૈવેદ્ય સમયે આ મુદ્રાઓનું પ્રદર્શન કરવું જોઇએ, તેમજ બીજા એવાજ દેવ કાર્યોમાં દેવતાઓને પ્રસન્ન કરવા માટે મુદ્રાઓ કરવાનું વિધાન કરેલું છે. જ્ઞાનમુદ્રા, ભક્તિમુદ્રા, તપોમુદ્રા, કર્મમુદ્રા, દાનમુદ્રા આ મુદ્રાઓ વડે ઋષિઓ પ્રસન્ન થાય છે, તથા વરમુદ્રા, અભયમુદ્રા, આદિથી ઋષિ, દેવતા તથા પિતર પ્રસન્ન થાય છે.

મંત્રયોગનું દસમું અંગતર્પણ છે.

**तर्पणाद्देवताप्रीतिस्त्वरितं जायते यतः ।**
**अतस्तत्तर्पणं प्रोक्तं तर्पणत्वेन योगिभिः ॥**
**सकाम निष्कामतया द्विभेदं तर्पणंमतम् ।**
**सकामतर्पणद्वन्द्वं भिन्नं निर्द्दिश्यतेबुधैः ॥**

**तर्पणं मंत्रयोगस्य मुख्यमंगं निरुपितम् ।**
**इष्टास्तत्तर्प्य प्रथमं देवर्षि पितरस्तथा ॥**
**सन्तर्प्याश्चैव गदितस्तर्पणस्य विधिः शुभः ।**
**महात्म्यञ्चास्य भवति विधिनातर्पितेनयत् ॥**
**न पितृदेवभूतानां यज्ञानुष्ठान मिष्यते ।**
**अनिवांतर्पणं कार्य्यमात्मश्रेयोऽभिकाङ्क्षुकैः ॥**

**અર્થઃ**—દેવતાઓ તર્પણદ્વારાએ શીઘ્ર તૃપ્ત થાય છે, માટે તેનું નામ તર્પણ છે. તર્પણ નિષ્કામ તથા સકામ એવા ભેદથી બે પ્રકારનું

છે. કામના અનુસાર તર્પણ કરવાથી દ્રવ્યની પણ પ્રાપ્તિ થાય છે તર્પણ એ મંત્ર યોગનું એક પ્રધાન અંગ છે, ઇષ્ટદેવનું તર્પણ કર્યા પછી ઋષિ તર્પણ, અન્ય દેવતાનું તર્પણ, તથા પિતૃનું તર્પણ કરવાની વિધિ છે. તર્પણ કરવાની એક વિશેષતા એવી છે કે વિધિપૂર્વક તર્પણ કરવાથી દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, તથા પિતૃયજ્ઞ કરવાની આવશ્યકતા રહેતી નથી. પોતાના ઇષ્ટદેવને શીઘ્ર પ્રસન્ન કરવાની ઇચ્છા હોય તો દરરોજ વિધિ-પૂર્વક તર્પણ કરવું.

મંત્રયોગનું અગીઆરમું અંગ હવન છે.

**नो सिध्यत्य जपान्मन्त्रो नाऽहुतश्च फलप्रदः ।**
**नानिष्टो ददते कामान् तस्मात्त्रितय मर्जयेत् ॥**
**पूजया लभते पूजां जपात् सिद्धिर्न संशयः ।**
**विभूतिञ्चापि कार्य्येण सर्वसिद्धिञ्च विन्दति ॥**

**અર્થ**—જેમ જપ કર્યા વિના મંત્રની સિદ્ધિ થતી નથી, તેમ હવન કર્યા વિના ફળનો લાભ થતો નથી, તથા ઇષ્ટદેવનાના પૂજન વિના અભિષ્ટની પ્રાપ્તિ થતી નથી, માટે એ ત્રણે અવસ્ય કરવાં જ જોઇએ. પૂજાવડે પૂજા પ્રાપ્ત થાય છે, જપથી સિદ્ધિ મળે છે અને હવન કરવાથી વિભૂતી તથા નિખિલ સિદ્ધિયો ઉપલબ્ધ થાય છે.

મંત્રયોગનું બારમું અંગ "બલિ" છે.

**बलिदानाद्विघ्नशान्तिः स्वेष्टदेवस्य पूजने ।**
**बलिदानेषु सर्वेभ्यः श्रेष्ठ आत्मबलिः स्मृतः ॥**
**एतेन भ्रष्टाऽहंकारः कृतार्थो मानवो भवेत् ।**
**कामक्रोधादि शत्रूणां बलिस्तु द्वितियकः ॥**
**अन्तर्यागेन सम्बद्धाः सर्वे चैते प्रकीर्तिताः ।**
**देवान्सम्पूज्य यत्नेन तद्वत्त्र्यंहि बलिक्रिया ॥**

**અર્થ**—ઇષ્ટ ઉપાસનામાં વિઘ્નોની શાન્તિ વિના ઉપાસનાની સફલતા થતી નથી, થાટે વિઘ્નોની શાંતિને માટે બલિદાન આપવું જોઇએ સઘળા બલિદાનોમાં આત્મ બલિદાન સૌથી શ્રેષ્ઠ છે, આત્મબલિદાન દ્વારાએ અહંકારનો નાશ થઇ સાધક કૃતકૃત્ય થાય છે. કામ ક્રોધાદિ રીપુઓને મારવા એ બીજા પ્રકારનો બલિ છે, બલિ અંતરયાગ સાથે સંબંધ ધરાવે છે. પૂજા કર્યા પછી અવશિષ્ટ દ્રવ્ય દ્વારાએ જે બલી આપવામાં આવે છે, તેથી ઇષ્ટદેવની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, ત્રણ ગુણને લીધે બલિના પણ ત્રણ પ્રકાર છે, બલિદાન આપવાથી સમગ્ર સંસારના ભૂતપ્રાણીની તૃપ્તિ થાય છે, માટે નિત્ય બલિ આપવો એ સાધકને માટે ખાસ ઉચિત છે, બલિદાન આપવાથી સમ્પૂર્ણ વિઘ્નો દૂર થાય છે, આ સંબંધી વધારે જાણવા માટે મંત્રયોગસંહિતામાં જોવું, અત્રે તો માત્ર સાધકને જાણવા માટે સારાંશ રૂપે વર્ણન કરવામાં આવ્યું છે.

મંત્ર યોગનું તેરમું અંગ "યાગ" વર્ણન છે.

**अन्तर्यागो बहिर्यागश्चेति यागो द्विधामतः ।**
**अत्रोपचारा स्त्रिविधा दश षोडश पञ्च च ॥**
**अत्राध्यात्मं गृहीत्वैव लक्ष्यं स्याच्छ्रेय सायुतः ।**
**अन्तर्यागस्य महिमा सर्वश्रेष्ठः प्रकीर्तितः ॥**

**અર્થ**—અન્તર્યાગ તથા બહિર્યાગ એમ બે પ્રકારના યાગ છે, અન્તર્યાગનો મહિમા સર્વોપરિ છે, માનસયાગ, માનસજપ, માનસ કર્મને માટે કાલશુદ્ધિ, દેશશુદ્ધિ, તથા શરીરશુદ્ધિની જરાપણ અપેક્ષા નથી, સોળ પ્રકારના દિવ્ય દેશોમાંથી કોઇપણ એક પ્રકારના દેશના અવલંબનથી યાગ સાધવો એ ઉચિત છે, સ્થૂલ દેશ કરતાં સૂક્ષ્મ દેશ કોટિ ઘણો ફલપ્રદાતા છે

યાગની સિદ્ધિ પછી જપની સિદ્ધિ અને જપની સિદ્ધિની સાથે ધ્યાનની સિદ્ધિ થાય છે. યાગની સિદ્ધિદ્વારાએ દેવતાઓનો સાક્ષાત્કાર તથા દિવ્ય દેશોમાં ઇષ્ટ દેવનો આવિર્ભાવ પણ થાય છે. મંત્રયોગનું સાતમું અંગ દિવ્ય દેશ છે. તેનું વર્ણન પ્રથમ સાર રૂપે કરવામાં આવેલું છે પરંતુ તે સ્થળે દિવ્ય દેશના નામો આપવામાં આવ્યાં નથી તેથી અત્રે તેમનાં નામ આપવામાં આવે છે. દિવ્ય દેશ તંત્રોમાં સોળ પ્રકારના કહ્યા છે જેવા કે (૧) વહ્નિ, (૨) અમ્બુ, (૩) લિંગ, (૪) સ્થણ્ડિલ (૫) કુડ્ય (૬) પટ, (૭) મંડળ (૮) વિશિખ (૯) નિત્યયંત્ર (૧૦) ભાવ યંત્ર (૧૧) પીઠ (૧૨) વિગ્રહ (૧૩) વિભૂતિ (૧૪) નાભિ (૧૫) હૃદય (૧૬) મૂર્દ્ધા. મંત્રયોગમાં દિવ્યદેશ-સેવન પરમહિતકારી છે, દિવ્યદેશોનું વિસ્તાર પૂર્વક વર્ણન તથા ભેદ વેદ તથા તંત્રોમાં અનેક પ્રકારે વર્ણન કરવામાં આવેલાં છે મૃણ્મય આદિ મૂર્તિયોમાં પ્રથમ દેવતાનું આવાહન કરી પૂજનો આરંભ કરવો ઉચિત છે. પરંતુ પ્રતિષ્ઠત દેવવિગ્રહ, સંસ્કૃત અગ્નિ, અથવા જલમાં આવાહન તથા વિસર્જનની આવશ્યકતા રહેતી નથી. યોગની સિદ્ધિદ્વારાએ દેવતાઓનો સાક્ષાત્કાર તથા દિવ્ય દેશોમાં ઇષ્ટદેવનો આવિર્ભાવ પણ થાય છે.

મંત્રયોગનું ચૌદમું અંગ જપ છે તેનું વર્ણન.

**मननात् त्रायते यस्मात्तस्मान्मन्त्रः प्रकीर्त्तितः ।**
**जपात् सिद्धिर्जपात् सिद्धिर्जपात् सिद્ધिर्न संशयः ॥**

**અર્થ:**—જે મનન કરવાથી રક્ષા કરે છે તેને મંત્ર કહે છે, જપ કરતાં કરતાં સાધક સિદ્ધિને પ્રાપ્ત કરે છે, એમાં જરાએ સંશય નથી. સાંસારિક વિષયોમાંથી મનને હટાવી દઈ મંત્રના અર્થનું ધ્યાન કરતાં કરતાં મંત્રના ઉચ્ચારમાં મધ્યમ વૃત્તિમાં રહીને જપ કરવો.

મંત્રની વાર વારં આવૃત્તિ કરવી તેને જપ કહે છે. જપ ત્રણ પ્રકારના છે (૧) માનમ, ઉપાંશુ, તથા વાચિક, જે મંત્રનો ઉચ્ચાર જપ કરનારો પણ ન સાંભળી શકે તેને માનસિક જપ કહે છે, (૨) જપ કરનાર સાંભળે તે ઉપાંશુ જપ કહેવાય છે. (૩) અને જે મંત્ર જપ કરનારો તથા પાસે બેઠેલા બીજાના પણ સાંભળવામાં આવે તે વાચિક જપ છે આ ત્રણ પ્રકારના જપમાં છેલ્લાથી પહેલો શ્રેષ્ઠ છે. બીજો મધ્યમ છે. આ વિષે વિસ્તારથી જાણવા માટે મંત્રયોગસંહિતામાં જોવું.

મંત્રયોગનું પંદરમું અંગ ધ્યાન છે તેનું વર્ણન.

**ध्यानं वै मंत्र योगस्याऽध्यात्म मावाद्धि निर्गतम् ।**
**परानन्दमये भावेऽतीन्द्रिये च विलक्षणे ॥**
**भ्रमद्भिः साधकश्रेयो वाञ्छद्भिर्योगवित्तमैः ।**
**उपासनां पंचविधां ज्ञात्वा साधक योग्यताम् ॥**

**અર્થ**—અધ્યાત્મ ભાવથીજ મંત્રયોગના ધ્યાનનો આવિર્ભાવ થયો છે, ગંભીર, અતીન્દ્રિય, નાનાપ્રકાર વિલક્ષણથી પૂર્ણ, પરમાનંદમય ભાવ રાજ્યમાં ભ્રમણ કરતાં કરતાં પચોપાસનાના અધિકારાનુસાર જૂદાજૂદા સાધકોને માટે ભિન્નભિન્ન પ્રકારના અધ્યાત્મભાવ પુંજના આદર્શ રૂપે મંત્રયોગના ધ્યાનની વિધિ બંધાઇ છે; મંત્ર યોગિઓના કલ્યાણાર્થે વેદ, પુરાણ તથા તંત્રોમાં અનેક પ્રકારના ધ્યાનનું વર્ણન કરવામાં આવ્યું છે, છતાં સાધકની સુલભતાને માટે જે તે સાધકના અધિકાર અનુસાર પંચોપાસનાની પાંચ શ્રેણિમાં ધ્યાનના પ્રકાર કહ્યા છે. પોતપોતાના ઇષ્ટદેવનું ધ્યાન મનમાં કરવું તેને ધ્યાન કહે છે; ધ્યાનજ મનુષ્યના બંધન તથા મોક્ષનું કારણ છે. મનુષ્ય જે જે પ્રકારનું આત્મધ્યાન કરે છે; તેવા પ્રકારે તેના મનની સમાધિ થાય છે;

આત્મા કેવલ ધ્યાનની દ્વારાએ વશીભૂત થાય છે: જેમ નદીનું જલ સમુદ્રમાં જઈને સમુદ્ર રૂપે થઈ જાય છે, તેમ મનુષ્યનો આત્મા ધ્યાનના પરિણામ કાળે તે ભાવને પ્રાપ્ત કરી પરમાત્માથી અભિન્ન રૂપે થઈ જાય છે.

સમાધિ મંત્રયોગનુ સોળમું અંગ છે તેનું વર્ણન.

**समाधिर्लय योगस्य महालयइतीरितः ।**
**हठस्य च महाबोधो यथा योगपरायणैः ॥**
**तथैव मंत्रयोग्य महाभावः प्रकीर्तितः ।**
**ध्यानाधिकारः सम्प्रोक्तो यावद्वैत्रिपुटीस्थितिः ॥**

**અર્થ**—જેની રીતે લય યોગની સમાધિને મહાલય કહે છે, તથા હઠયોગની સમાધિને મહાબોધ કહે છે, તેમ મંત્રયોગની સમાધને મહાભાવ કહેવામાં આવે છે. જ્યાં સુધી ત્રિપુટી રહે છે, ત્યાં સુધી ધ્યાનાધિકાર રહે છે. ત્રિપુટીનો લય થઇ જવાથી મહાભાવનો ઉદય થાય છે. મંત્રસિદ્ધિની સાથે જે તે દેવતાનું ધ્યાન ધરવામાં આવે છે, તે દેવતામાં મનનો લય થઇ જાય છે, અને ત્રિપુટીનો નાશ થવાથી સમાધિ થાય છે, પ્રથમ મન, મંત્ર તથા દેવતાનું જ્ઞાન રહે છે, પણ જ્યારે એ ત્રણેનો એક બીજામાં લય થઇ જાય છે ત્યારે ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રિપુટી પણ રહેતી નથી, આ અવસ્થામાં આનંદાશ્રુ તથા રોમાંચ આદિ લક્ષણોનો વિકાશ થાય છે, ક્રમથી મન લય થઈ જઇ સમાધિનો ઉદય થાય છે, સમાધિની પ્રાપ્તિ થવાથી સાધક કૃતકૃત્ય થઇ જાય છે, મહાભાવની પ્રાપ્તિજ મંત્રયોગનું છેવટનું લક્ષ્ય છે..

ઉપર પ્રમાણે મંત્રયોગના સોળે અંગોનું વર્ણન સારાંશ રૂપે સાધકને જાણવા માટે કરવામાં આવ્યું છે, શરૂઆતવાળા સાધકને આ

પુસ્તકમાં જણાવેલી વિધિ જોઇ તે કરનાં અધિક છે, તેટલીજ વિધિનું પાલન કરી જો સાધક આ ગીતાનો પાઠ અર્થ સાથે કરશે તો ફલ સિદ્ધિ થયા વિના રહેશે નહીં.

સાધકને માટે પૂજોપચારનું વર્ણન સારાંશરૂપે કરવામાં આવે છે. મૂળ શ્લોકો વિસ્તારના ભયને લીધે આપ્યા નથી. પૂજામાં માનસ પૂજા સર્વોત્તમ છે તથા બાહ્ય પૂજા મધ્યમ છે, પ્રથમ મૂલમંત્રનો ઉચ્ચાર કરીને ફરીથી જે વસ્તુ, દેવતાને અર્પણ કરવાની હોય તે વસ્તુનો ઉચ્ચાર કરવો. આ પ્રમાણે સઘળા ઉપચાર દેવતાને અર્પણ કરવા જોઇએ. પૂજામાં એકવિશ, સોળ, દશ, તથા પાંચ એ પ્રકારે ઉપચારના ચાર ભેદ યોગ તત્ત્વજ્ઞ મહર્ષિયોએ કહેલા છે.

એકવિશ ઉપચારનાં નામ.

(૧) આવાહન, (૨) સ્વાગત, (૩) આસન, (૪) સ્થાપન, (૫) (૬) અર્ધ્ય, (૭) સ્નાન, (૮) વસ્ત્ર, (૯) ઉપવીત, (૧૦) ભૂષણ, (૧૧) ગંધ, (૧૨) પુષ્પ, (૧૩) ધૂપ, (૧૪) દીપ, (૧૫) નૈવેદ્ય, (૧૬) આચમન, (૧૭) તાંબુલ, (૧૮) માલ્ય, (૧૯) આર્તિ, (૨૦) નમસ્કાર (૨૧) વિસર્જન. આ પ્રમાણે એકવિશ ઉપચાર છે.

ષોડશોપચાર.

(૧) આવાહન, (૨) સ્થાપન, (૩) પાદ્ય, (૪) અર્ધ્ય, (૫) સ્નાન, (૬) વસ્ત્ર, (૭) ભૂષણ, (૮) ગંધ, (૯) પુષ્પ, (૧૦) ધૂપ, (૧૧) દીપ, (૧૨) નૈવેદ્ય, (૧૩) આચમન, (૧૪) તાંબુલ, (૧૫) આર્તિ, (૧૬) પ્રણામ આ પ્રમાણે ષોડશોપચાર પૂજાની સામગ્રી છે.

દશોપચાર.

(૧) પાદ્ય (૨) અર્ધ્ય (૩) સ્નાન (૪) મધુપર્ક (૫) આચમન (૬) ગંધ, (૭) પુષ્પ, (૮) ધુપ, (૯) દીપ, (૧૦) નૈવેદ્ય એ દશ ઉપચાર છે.

પંચોપચાર.

(૧) ગંધ, (૨) પુષ્પ, (૩) ધૂપ, (૪) દીપ, (૫) નૈવેદ્ય એ પ્રમાણે પંચોપચાર છે. આ વિધિથી સાધકને અખંડ ફળની પ્રાપ્તિ થાય છે અને છેવટે આ સાધક કૈવલ્યપદને પામે છે.

મંત્રયોગના સાધનથી સાધક પરમ અભયપદની પ્રાપ્તિ કરે છે, મંત્રયોગ નામનું સાધન પરમ અમૃતરૂપ જ્ઞાનને આપનાર છે. આ યોગના અનુષ્ઠાનથી કોઇપણ પ્રકારનો ક્લેશ થતો નથી. આ મંત્રયોગનો સાધક બ્રહ્મને જાણીને બ્રહ્મરૂપજ થઇ જાય છે.



# દાન ધર્મ, તપ ધર્મ અને યજ્ઞ ધર્મનું વર્ણન.

શ્રી શક્તિ ગીતાના ત્રીજા અધ્યાયમાં વેદકાણ્ડત્રય યોગવિજ્ઞાનનું વર્ણન કરવામાં આવેલું છે, તેમાં યોગ શક્તિ વર્ણન, કર્મ, ઉપાસના તથા જ્ઞાનયોગના સ્વતંત્ર લક્ષણ કહેવામાં આવેલાં છે, મનુષ્ય ધર્મ સાધનદ્વારા અનુક્રમે સત્ત્વ ગુણની વૃદ્ધિ કરીને પ્રથમ દશામાં ઐહિક—આલોકની ઉન્નતિ તથા સ્વર્ગપ્રાપ્તિ રૂપી અભ્યુદયને પ્રાપ્ત કરે છે, તથા અંતે નિઃશ્રેયસ પદ રૂપી મુક્તિને પ્રાપ્ત કરે છે. ધર્મ બે પ્રકારનો છે, સામાન્ય ધર્મ તથા વિશેષ ધર્મ, સનાતન ધર્મ સર્વવ્યાપક તથા સર્વ જીવને હિત કરનાર છે. પૃથિવી ભરમાં જેટલા અનાર્ય ધર્મ છે તે બધા સનાતન ધર્મની છાયા રૂપ છે. આર્ય ધર્મ વેદના પ્રમાણવાળો અધ્યાત્મ વિષયનું લક્ષ્ય, સદાચાર, સતીત્વધર્મ તથા વર્ણાશ્રમ ધર્મ વડે યુક્ત છે.

ધર્મના પ્રધાન ત્રણ અંગ છે. (૧) દાન (૨) તપ (૩) યજ્ઞ.

ગીતામાં શ્રી ભગવાને પણ કહેલું છે કે:–"**यज्ञो दानं तपश्चैव, पावनानि मनीषिणाम् ॥**"

**દાન ધર્મના ત્રણ ભેદ છે.** (૧) અભયદાન જેમાં દીક્ષા દાન પણ આવી જાય છે, (૨) વિદ્યાદાન (૩) અર્થદાન જેમાં ધન, અન્ન, ભૂમિ આદિનો સમાવેશ થાય છે.

દાનના ત્રણ અંગોના સત્ત્વ, રજ તથા તમોગુણોના ભેદથી એ પ્રમાણે દાન ધર્મના નવ ભેદ છે.

**તપ ધર્મના ત્રણ પ્રકાર છે.** (૧) શારીરિક (૨) વાચિક (૩) માનસિક.

શક્તિઓને રોકી દ્વંદ્વને સહન કરવાને તપ કહે છે, તપના સત્ત્વ, રજ તથા તમોગુણ અનુસાર પાછા તેના ત્રણ ભેદ છે, એ પ્રમાણે તપના નવ ભેદ છે.

**યજ્ઞ ધર્મ**:–યજ્ઞધર્મનું બીજું નામ યાગ છે. તેના મુખ્ય ત્રણ ભેદ છે (૧) કર્મયજ્ઞ (૨) ઉપાસનાયજ્ઞ (૩) જ્ઞાનયજ્ઞ.

કર્મયજ્ઞના મુખ્યત્વે કરીને ૭ ભેદ છે,

(૧) નિત્યકર્મ–સન્ધ્યા વંદનાદિ,

(૨) નૈમિત્તિકકર્મ–તીર્થયાત્રા–શ્રાદ્ધાદિક,

(૩) કામ્યકર્મ–પુત્રેષ્ટિ યજ્ઞાદિ,

(૪) આધ્યાત્મિકકર્મ–દેશોપકાર કર્માદિ,

(૫) અધિદૈવકર્મ–વાસ્તુયાગાદિ,

(૬) અધિભૂતકર્મ–બ્રાહ્મણ ભોજનાદિ.

કર્મના એ પ્રમાણે ૭ અંગો છે, તેના સત્ત્વ, રજ તથા તમોગુણ અનુસાર ત્રણ ત્રણ ભેદ છે એટલે એકંદરે કર્મના અઢાર ભેદ થયા.

## ઉપાસના યજ્ઞ.

ઉપાસના યજ્ઞના અનેક ભેદ છે, પણ મુખ્યત્વે કરીને ઉપાસના પદ્ધતિના પાંચ પ્રકાર છે. (૧) બ્રહ્મોપાસના, (૨) સગુણોપાસના–પંચોપાસના (૩) અવતારોપાસના (૪) ઋષિ તથા પિતૃગણની ઉપાસના (૫) ક્ષુદ્ર દેવના તથા પ્રેતાદિની ઉપાસના.

સાધન પદ્ધતિ અનુસાર ચાર ભેદ છે.

(૧) મંત્રયોગવિધિ–સ્થૂલ મૂર્ત્તિમય ધ્યાન છે,

(૨) હઠ યોગ વિધિ–જ્યોતિર્ધ્યાન છે,

(૩) લયયોગવિધિ–બિંદુધ્યાન છે,

(૪) રાજયોગવિધિ–બ્રહ્મ ધ્યાન છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ઉપાસના યજ્ઞના નવ અંગો છે તેના સત્ત્વ, રજ તથા તમોગુણ અનુસાર ત્રણ ત્રણ ભેદ કરતાં ઉપાસના-યજ્ઞના સત્તાવીસ ભેદ છે.

**જ્ઞાન યજ્ઞ.**

(૧) શ્રવણ–શાસ્ત્રદ્વારા તથા ગુરૂ મુખથી.

(૨) મનન–જ્ઞાન ભાવનું.

(૩) નિદિધ્યાસન–જ્ઞાન ભાવમાં.

જ્ઞાન યજ્ઞના ત્રણ અંગોના સત્ત્વ, રજ તથા તમોગુણ અનુસાર ત્રણ ત્રણ ભેદ છે, એ પ્રમાણે જ્ઞાનયજ્ઞના નવ ભેદ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે દાનના ત્રણ, તપના ત્રણ, કર્મના ૭ અને ઉપાસનાના નવ, જ્ઞાનના ત્રણ, એ દરેકના ત્રણ ગુણના ભેદથી ૭૨ બોંતેર ભેદ છે.

ઉપર જણાવેલા સનાતન ધર્મના અંગોમાંથી કોઇ પણ એક અંગનું પૂર્ણ રૂપથી સાત્ત્વિક રીતે જો સાધન કરવામાં આવે તો તે મુક્તિ પ્રદને પહોંચાડે છે, અગ્નિનો એક તણખો પણ સંપૂર્ણ રીતે દાહ કરવાને સમર્થ થાય છે, તેજ પ્રમાણે અહિંસા અથવા જ્ઞાન યોગાદિકના અવલંબનથી બૌદ્ધ ધર્મ જગતમાં માન્ય થઇ ગયો છે. વર્ત્તમાન યૂરોપ તથા અમેરીકા કેવલ સત્યપ્રિયતા, સ્વાર્થત્યાગ, ગુણપૂજા જ્ઞાન પ્રાપ્ત કરવાની સ્પૃહા તથા નિયમ પાલન આદિ થોડી પણ ધર્મની વૃત્તિયોના સાધનથી આજ જગતમાં પ્રતિષ્ઠિત થઇ રહ્યો છે, તેમજ જાપાન એ સઘળા ઉપર જણાવેલા ગુણોથી અતિરિક્ત વૃદ્ધની સેવા, પિતૃપૂજા, રાજભક્તિ, ધૈર્ય તથા ક્ષાત્ર ધર્મ આદિ કેટલીક ધર્મવૃત્તિયોથી એ નાનો દેશ પણ યૂરોપ તથા અમેરીકાના દાંભિક અધિવાસિયો પ્રમાણે સન્માન મેળવી રહ્યો છે.

ઉપર જણાવેલી પ્રજાની ઉન્નતિ શી રીતે થઈ છે તેનો જરા વિચાર કરવામાં આવશે તો તમને જણાશે કે સનાતન ધર્મના ઉપ અંગોનું સંપૂર્ણ રીતે તે પ્રજાઓએ પાલન કરેલું છે, અને તેથી કરીને તે લોકો હાલમાં આટલી બધી પ્રતિષ્ઠા મેળવી રહ્યા છે તો જે મનુષ્યો આર્ય ધર્મના મુખ્ય અંગોનું યથાવિધિ પરીપાલન કરે તો તેમને પછી કોઈપણ જાતના દૈવી સુખની ન્યુનતા રહી શકેજ નહીં, માટે ઉપરના દૃષ્ટાંતનો વિચાર કરી સ્વધર્મ પરાયણ રહી પોતાનો વ્યવહાર જો કરવામાં આવશે તો આ ભરતખંડ દેશ પ્રથમ જેવો ઉન્નત દશામાં હતો તેવો થયા વિના રહેશે નહીં. હાલમાં સ્વરાજ પ્રાપ્ત કરવા માટે જે પ્રવૃત્તિ ચાલી રહી છે તે તો કેવળ ભરતખંડના ધર્મથી વિરૂદ્ધ હોવાથી તેમાંથી ફળની પ્રાપ્તિ તો થવાનીજ નથી, પણ હાલના રાજ્યકર્તાની અકૃપાનું પાત્ર થવારૂપ ફળ મળશે, એટલુંજ નહી પણ થોડો ઘણો સનાતન ધર્મ જે પ્રચારમાં છે તેનો પણ સ્પર્શા સ્પર્શના વિચારનો પ્રતિબંધ તોડી નાખવાથી, તેમજ વર્ણ અને આશ્રમના ધર્મની મહત્તા શું છે ? તેનો શાંત ચિત્તે વિચાર કરી તેનું પાલન કરવામાં નહિ આવે તો અધોગતિજ પ્રાપ્ત થવાની છે, એમ આપ્ત વચનો ઉપરથી જણાય છે.

હવે ઉપર જણાવેલી પ્રજાઓ જે પ્રતિષ્ઠાવાન થઈ રહેલી જણાય છે તે સનાતન ધર્મના ઉપ અંગોનુંજ સેવન કરવાનું ફળ છે. તે ઉપાંગો કેવી રીતે છે તે સમજાવવામાં આવે છે:—

(૧) સત્ય પ્રિયતા એ માનસિક તપનું ઉપાંગ છે.

(૨) સ્વાર્થ ત્યાગ અવસ્થા ભેદથી તપ તથા જ્ઞાન ધર્મનું ઉપાંગ છે.

(૩) પિતૃપૂજા એ ઉપાસના યજ્ઞનું ઉપાંગ છે.

(૪) ક્ષાત્રધર્મ કર્મ યજ્ઞનું ઉપાંગ છે.

એજ પ્રમાણે એક ધર્મવૃત્તિ અવસ્થા ભેદથી જૂદા જૂદા ધર્મના ઉપાંગો થઇ શકે છે જેવી રીતે સ્વાર્થ ત્યાગ માનસિક વૃત્તિની સાથે સંબધ રાખવાથી તપ ધર્મનું ઉપાંગ થાય છે. અને એજ ધર્મવૃત્તિ દાતાદિ દ્વારામાં પ્રકાશિત કરવામાં આવે એટલે દાન ધર્મ તરીકે કોઇ ધર્માદા દવાખાના વીગેરેમાં બદલાય તો તે દાન ધર્મનું ઉપાંગ થાય છે.

આ પ્રમાણે કોઇ વિદ્વાન વિચાર કરશે તો તેમને જણાશે કે હાલમાં જે જે પ્રવૃત્તિ ચાલી રહી છે અને તેમાં દાન ધર્મ વીગેરે છે તે માત્ર સનાતન ધર્મના ઉપઅંગોજ છે અને તે પણ વિધિ પ્રમાણે તો નથી પણ કાંઇક ન્યૂનાધિક્તાવાળાં હોવા છતાં ફલ આપે છે તો સંપૂર્ણ રીતે મુખ્ય અંગોનું પાલન થાય તો તે અક્ષય સુખને આપે તેમાં જરાએ શંકાસ્પદ નથી જુઓ સનાતનધર્મમાં કહેલા ધર્મો જેવા કે ધૃતિ, ક્ષમા, દાન, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ધી, વિદ્યા, અક્રોધ, આદિ ધર્મવૃત્તિઓ, સઘળી જાતિ, સઘળા ધર્મો, સઘળી સમાજના મનુષ્યોને સમાન રૂપે પાલન કરવા માટે અધિકાર આપે છે તેમજ સનાતનધર્મનો પિતૃભાવ રૂપ ધર્મ તો સર્વને પ્રત્યક્ષ અનુભવ રૂપ છે માટે જે સનાતન ધર્મ વેદ, ઉપવેદ, દર્શન, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ તથા તંત્ર શાસ્ત્ર વડે પ્રકાશિત થઇ રહ્યો છે, એવા શ્રેષ્ટ ધર્મનું અવલંબન ન કરતાં આળપંપાળ ધર્મો દ્વારાએ અભ્યુદયની ઇચ્છા રાખવી એ કેટલું બધું શોચનિય છે ?

ભારતવર્ષનો ઉપદેશ કેવા પ્રકારનો છે તેનું ટૂંક વર્ણન કરવામાં આવે છે.

શિક્ષા-ઉપદેશ એજ મનુષ્યપણાના વિકાશનો બીજ મંત્ર છે, શિક્ષા વિહીન મનુષ્યનું જીવન પશુ સમાન છે, મનુષ્યોમાં મનુષ્યત્વનું બીજ ગુપ્ત રીતે રહેલું છે. તે શિક્ષારૂપી અમૃતના સેચનથી અંકુરવાન

થઇ મનુષ્યનું ઉચ્ચ જીવન પ્રતિષ્ઠિત કરે છે, માટે શિક્ષા-ઉપદેશ એજ મનુષ્યનો પ્રાણ છે એમ મહર્ષિયોએ કહેલું છે.

જગતમાં જેટલી જાતિયો છે, તે જાતિયોના લક્ષ્યબિંદુ જૂદાં જૂદાં હોવાને લીધે તેમના મનની વૃત્તિઓ પણ ભિન્ન ભિન્ન છે, તેથી પ્રત્યેક જાતિની શિક્ષાનો આદર્શ પણ ભિન્નજ હોય છે, જેમની પ્રવૃત્તિ વાણિજ્યની તરફ એટલે વેપારમાં હોય તેનો આદર્શ પણ વાણિજ્યનેજ મળતો હોય છે, જેમની પ્રવૃત્તિ શિલ્પનિપુણવાળી હોય છે તેમનો આદર્શ શિલ્પમૂલક હોય છે, જેમની પ્રવૃત્તિ રાજનીતિની તરફ હોય છે તેમનો આદર્શ રાજનીતિ ભાવવાળો હોય છે, એમાં કોઇપણ રીતે સંદેહ હોતો નથી, પરંતુ ઉપર જણાવેલી શિક્ષાનો સંબંધ ધર્મહીન ભૌતિક વિજ્ઞાનની સાથે હોવાથી તે તે શિક્ષાઓ વડે આત્માની ઉન્નતિ થઇ શકતી નથી, આર્યજાતિનો પ્રાણ "ધર્મ" છે તેથી તેમની પ્રવૃત્તિની ધારા સચ્ચિદાનંદ મહાસાગરની તરફ વહ્યા કરે છે, તેથી કરીને જે શિક્ષાના મૂલમાં "ધર્મ" હોતો નથી તે શિક્ષા આર્ય ધર્મ પ્રમાણે કલ્યાણપ્રદ થઇ શકતી નથી, આર્યજાતિની વ્યાવહારિક શિક્ષામાં પણ ધર્મભાવજ ભરેલો છે.

કાલના પ્રભાવથી હાલમાં આર્યજાતિની ધર્મ શિક્ષાનો લોપ થઇ ગયો છે, તેમજ ધર્મહીન પાશ્ચાત્ય શિક્ષણના વિષમય ફલથી આર્યજીવન પ્રાચીન કાલના આર્યજીવનથી ચ્યુત થયું છે. સ્કૂલ અને કોલેજોમાં કોમળ મતિના બાળકોને જે શિક્ષણ આપવામાં આવે છે, તેમાં ધર્મ શિક્ષણનો પૂર્ણપણે અભાવ હોવાથી તેમનું જીવન આર્ય આદર્શવાળું હોતું નથી, પણ વિશેષે કરીને લક્ષ્ય ભ્રષ્ટ, આચાર ભ્રષ્ટ, તથા ચારિત્ર ભ્રષ્ટ થઇ જવાથી આર્યજાતિ યથાર્થ ઉન્નતિના માર્ગથી બહુ દૂર ગયેલી છે.

સદાચારનું પાલન પિતૃ માતૃ ભક્તિ, સચ્ચરિત્રતા. જ્ઞાનાર્જન સ્પૃહા આસ્તિકતા, પરાર્થપરતા, આધ્યાત્મિકતા, આદિ આર્યોના સુલભ

ગુણો ધર્મહીન શિક્ષણને લીધે આર્યજાતિમા બાલકોના હૃદયમાંથી લુપ્ત થઇ ગયા છે આવી શોકજનક અવસ્થામાંથી આર્યજાતિને બચાવવા માટે દરેક આર્યે પોતાના બાળકોને ધર્મનું શિક્ષણ અવસ્ય આપવું જોઇએ.

આર્યજાતિનો પ્રથમ ધર્મ સદાચાર છે, માટે સદાચારનું શિક્ષણ આપવા માટે કોમલ બુદ્ધિના બાળકોને શ્રી શક્તિ સમાજ તરફથી થોડા વખતમાં પ્રસિદ્ધ થનાર "સદાચારપાલન" એ નામનું પુસ્તક દરેક ગૃહસ્થાશ્રમીઓએ અવશ્ય રાખવું અને તેમાં દર્શાવ્યા પ્રમાણે પોતાના ઘરમાં કોમળમતિ બાળકોને જો શિક્ષણ આપવામાં આવશે તો તેમને સનાતન ધર્મનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયા વિના રહેશે નહીં.

**આર્યજાતિનું પ્રાચિન નૈતિક જીવન કેવું હતું તે વિષે વર્ણન કરવામાં આવે છે—**

પ્રાચીન આર્યલોકોની માનસિક ઉન્નતિ કેટલી બધી હતી તે તેમના નૈતિક જીવનની પર્યાલોચના કરવાથી પૂર્ણપણે જણાયા વિના રહેશે નહીં મહાત્મા હરિશ્ચંદ્ર જેવા રાજાએ સત્યના પાલન માટે રાજ્ય, ધન, સ્ત્રી, પુત્રનો ત્યાગ કરી ચાંડાલના ઘરમાં દાસત્વપણું કર્યું છે.

શિબિ રાજાએ પોતાને શરણે આવેલા પક્ષીની રક્ષાની ખાતર પોતાના શદીરના ટૂકડે ટૂકડા કરાવી નાખ્યા છે.

વૃત્રાસુર જેવા અસુરને મારી દેવતાઓને શાંતિ કરવા માટે દધિચિ મહર્ષિએ પોતાના શરીરનાં હાડકાં આપ્યાં છે.

મયૂરધ્વજ જેવા ગૃહસ્થાશ્રમીએ પોતાને ઘેર પધારેલાં અતિથિનો સત્કાર કરી અતિથિ ધર્મની પરિક્ષાનો આદર્શ સ્થાપન કરવા માટે તે બંને પતિ પત્નિએ પોતાના પુત્રને મસ્તકથી પાદપર્યંત આંખમાં આંસુ લાવ્યા વિના વેહરી નાખ્યો છે. શ્રી રામચંદ્રજી પિતાની આજ્ઞાનું પાલન કરવાની ખાતર રાજ્યપાટનો ત્યાગ કરી વનવાસી બન્યા છે, શ્રી ભીષ્મદેવ

પિતાની તૃપ્તિની ખાતર જીવનપર્યંત બ્રહ્મચારી રહ્યા છે, પરમ પવિત્ર યુધિષ્ઠિર રાજાએ રાજ્ય છોડી દઈ વનવાસનો કલેશ વેઠી સત્યની મર્યાદાને જરાપણ ઉલ્લંઘન કરી નથી.

આ પ્રમાણે ભરતખંડવાસી આર્યજાતિયોની માનસિક, નૈતિક તથા ચારિત્ર સંબંધી ઉન્નતિ કેટલી બધી ઉચ્ચ કક્ષાવાળી હતી તે સેહજ જણાઇ આવશે તેમજ પ્રાચીન કાળના આર્યલોકો ઉદારતા, સરળતા, સત્યપ્રિયતા સાહસિકતા, શિષ્ટાચાર, સદાચાર, દયા, પરોપકાર વૃત્તિ આદિ સદ્ગુણી દૈવી સમ્પત્તિયોના આદર્શરૂપ છે.

**આર્યવાસિઓ ઉપર જણાવેલી ઉન્નત્તિવાળા હતા તેમાં ભરતખંડમાં આવેલા પશ્ચિમ તરફના લોકોએ પણ સાક્ષીરૂપે કહેલું છે.**

પાશ્ચાત્ય પંડિત ' ચસોરપણ " સત્યધર્મને સઘળા ધર્મોથી શ્રેષ્ઠ કહેલો છે તેમજ હિંદુ શાસ્ત્રમાં પણ કહેલું છે " **नास्ति सत्यात्परो धर्मः** " સત્યથી બીજો પરધર્મ કોઇ નથી એમાં બને દેશોના વિચારો મળતા આવ્યા છે, એજ સત્યતાની બાબતમાં ' એરિયન " સાહેબે પણ કહ્યું છે કે " મે કોઇપણ આર્યને મિથ્યા બોલતાં સાંભળ્યો નથી " ગ્રીકના સ્ટ્રાવોએ કહ્યું છે કેઃ—આર્યલોકમાં કોઇપણ ચોરી કરનાર ન હતો અને તેથી બારણે તાળુ પણ મારવું પડતું ન હોતુ. તેમજ તેમની સાથેના વ્યવહારમાં કોઇપણ સમયે દસ્તાવેજ કરવો પડતો નહોતો. ચીન દેશના પ્રસિદ્ધ " હુયેનસા " કહે છે કેઃ—" સચ્ચરિત્રતા તથા સરળતામાં આર્યજાતિ લાંબા સમયથી પ્રસિદ્ધ છે. તેમજ તે લોક કદિપણ અન્યાયથી ધન પ્રાપ્ત કરતા નહોતા, તેમજ ન્યાયની મર્યાદાના રક્ષણને માટે ત્યાગનો સ્વિકાર કરવામાં જરાપણ પાછી પાની કરતા નહિ " તેરમા સૈકાના માર્કોપોલોએ ભારતવર્ષના બ્રાહ્મણોની સત્ય નિષ્ઠા જોઇને

હ્યું છે કે–ભારતવાસિ બ્રાહ્મણો દ્રવ્યને માટે જરા પણ લાલચુ નહોતા મજ દ્રવ્યની ખાતર કદિ પણ અસત્ય ભાષણ કરતા નહોતા, ” ર્નલ શિલમ્યાન સાહેબે કહ્યું છે કેઃ-“ મેં સેકડો મુકદ્દમોના દાખલા હંદુસ્તાનમાં જોયા છે તેમાં તેમની પ્રાણરક્ષા થતી હોય, ધન રક્ષા થતી હોય, તથા કોઇ પણ પ્રકારની મિલકતની રક્ષા થતી હોય, તો પણ તે અસત્યનો માર્ગ હોય તો તે સ્વિકારતા નહિ. ” અર્થાત્ અસત્ય ભાષણ કરીને પ્રાણ રક્ષા, ધન રક્ષા તથા કોઈ પણ પ્રકારની મેલક્તની રક્ષા કરતા નહિ. ભારતવર્ષના પ્રથમ ગવર્નર જનરલ વૉરેન હેસ્ટિંગ્સ સાહેબે પણ પાર્લામેંટમાં સાક્ષી પુરતી વખતે હિંદુઓને વિનયી પરોપકારી, કૃતજ્ઞ, વિશ્વાસુ તથા સ્નેહ શીલ કહીને પ્રશસા કરી છે, અધ્યાપક યૂલિયમ્સ્ સાહેબે કહ્યું છે કેઃ–યૂરોપની કોઇ પણ જાતિ ભારતવાસિઓના જેવી ધર્મપરાયણ નથી ” પ્રોફેસર મેક્સમૂલરે કહ્યું છે કેઃ–આર્યજાતિમાં સત્યપ્રિયતા એ સૌથી ઉત્કૃષ્ટ તે જાતિનું લક્ષણ છે ” ગ્રીસ દેશના પ્રસિદ્ધ સિકન્દર શાહ ભરતખંડમાંથી જતી વખતે ‘મેગાસ્થિનીજ” નામના દૂતને ભરતખંડના લોકોની નીતિનુ નિરિક્ષણ કરવા માટે મૂકી ગએલા તેથી તેણે આર્ય જાતિને વિષે કહેલું છે કેઃ- ‘ ‘આર્ય જાતિમાં દાસત્વભાવ તો બીલકુલ છે નહિ, ત્યાંની સ્ત્રિયોમાં પાતિવ્રતા તથા પુરૂષોમાં વીરતા હદપાર છે. સાહસિક્તામાં આર્યજાતિ પૃથ્વીભરની અન્ય જાતિયોથી શ્રેષ્ઠ છે, પરિશ્રમી, શિલ્પી તથા નમ્ર પ્રકૃતિવાળા છે, તેઓ કોર્ટોમાં કદિપણ દાવા કરવા જતા નહી, પણ શાંતિમાં એક બીજા સાથે હળીમળીને રહેતા હતા. ” પ્રખ્યાત ઐતિહાસીક અબુલફજલે કહ્યું છે કે, “ હિંદુલોકો ધર્મપરાપણ, મધુર સ્વભાવવાળા અતિથિની સેવા કરનારા, સંતોષી, જ્ઞાનપ્રિય, ન્યાયશીલ, કાર્યદક્ષ, કૃતજ્ઞ, સત્યપરાયણ અને ઘણા વિશ્વાસુ કહ્યા છે. ” ઉપર પ્રમાણે પ્રાચીન

ઇતિહાસોના પર્યાલોચનથી જણાય છે કે જે વખતે પૃથ્વી ઉપરની અન્ય જાતિ જ્યારે અસભ્યતાના ઘોર અંધકારમાં ડુબેલી હતી તે વખતે ભારતવર્ષમાં સભ્યતાની જ્યોતિ સર્વત્ર ફેલાઇ ગયેલી હતી, તથા એજ જ્યોતિને લીધેજ મનુ ભગવાનના કથનાનુસાર પૃથ્વીની અન્ય જાતિયો પણ સભ્યતા તથા ઉન્નતિવાળી થઇ છે. એ સંબધમાં એક ઇતિહાસિક દૃષ્ટાંત આપવામાં આવે છે. ઇસ્વીસનની પૂર્વે ૫૫ વર્ષ પૂર્વે પરાક્રાન્ત જુલિયસ-સીજરે બ્રીટનદ્વીપ ઉપર સ્વારી કરી અધિપતિપણું મેળવીને કહેલું છે કેઃ—"જે દેશમાં હું રાજ્ય વિસ્તારને માટે આવ્યો છું ત્યાંના લોક પશુ જેવા, કાચુ માંસ ખાનાર, ભોંયમાં ખાડા ખોદીને રહેનાર, વૃક્ષની શાખાઓમાં વિહાર કરનાર, વિવિધ રંગોવડે શરીરને રંગનાર, ભાષા પશુના જેવી બોલનારા છે. બ્રિટન લોકોનો આવા પ્રકારનો આચાર જોઇ તેને બહુ ખેદ થયો હતો." પરંતુ જ્યારે વીરચૂડામણી સિકંદર પાદશાહ જુલીયસ-સીજરના ત્રણસે વર્ષ પહેલાં ભરતખંડમાં વિજય માટે આવ્યો હતો તે વખતે તેને માલમ પડયુ કે જે આર્યજાતિને હુ હીનવીર્ય તથા અસભ્ય સમજતો હતો તે જાતિતો ગ્રીક જાતિની શિક્ષા ગુરૂ છે, વળી પંજાબ દેશના પોરસ રાજાની સાથે યુદ્ધ કરતાં તેના સમજવામાં આવ્યું હતું કે આર્યજાતિના સમાન વીર જાતિ આ પૃથ્વીભરમાં કોઇ નથી; એમનું વીરત્વ, વેષ, ભૂષણ, સ્વાભાવિક અપૂર્વ સૌન્દર્ય, દયાશીલતા, નિર્ભયતા, આતિથ્યવૃત્તિ, ધર્મભાવ આદિ ગુણો મનને મુગ્ધ કરનાર છે, તેમજ તેમની ભાષા પણ મૃદુ તથા અતિમધુર છે. જર્મન દેશના પંડિત જાર્ણસજાર્ણાએ કહ્યું છે કેઃ-" ધર્મ તથા સભ્યતાનો વિચાર કરતાં પૃથ્વી-ભરની કોઇપણ પ્રજા આર્યજાતિની સમાન નથી ". પ્રસિદ્ધ પંડિત કોલબ્રુકે કહ્યું છે કેઃ—ભરતખંડના જ્ઞાનની તથા સભ્યતાની જ્યોતિ સૌથી પહેલી ગ્રીસ દેશમાં ગઇ, ગ્રીસ દેશમાંથી રોમ દેશમાં ગઇ, અને રોમ

દેશના પ્રબળ પ્રતાપથી તે જ્યોતિ સમસ્ત યૂરોપમાં વિસ્તારને પામી હતી. આ સઘળાં પ્રમાણોથી ભારતવાસી આર્યજાતિની અપૂર્વ સભ્યતા તથા તેમના નૈતિક જીવનનું સર્વોચ્ચપદ સાબિત થાય છે. પૂર્વની તેજ સ્થિતિ શ્રી શક્તિમાતા તેના ભારતવાસિઓને ફરીથી પ્રદાન કરો એવી આ સેવકની તેમના પ્રતિ અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે. આર્યજાતિની ઉન્નતિનો ખ્યાલ કરી, સર્વે આર્યબંધુઓ પોતાની ગુમાવેલી દૈવી શક્તિઓ શક્તિમાતાની સેવા કરી પ્રાપ્ત કરો...તથાસ્તુ.



॥ नमश्चंडिकायै ॥

## તાકીદે નામ નોંધાવો.

# શ્રી શક્તિ સેવા સમાજ.

**આ સમાજના સભ્ય થનારને શક્તિ ઉપાસના તથા સાક્ષાતકાર સંબંધી મંત્ર, પુરશ્ચરણ સાથે ગ્રંથો, વિગેરેનો અલભ્ય લાભ સસ્તે મૂલ્યે મળશે.**

આ સમાજ સ્થાપવાનો ઉદ્દેશ એ છે કે, ગુજરાતમાં શક્તિ સંબંધી તત્વજ્ઞાન બહુ નજીવા પ્રમાણમાં એટલે કે નહિં જેવું છે. વળી આપણી પાસે દેવી ઉપાસના કરવાનાં સાચાં સાધનો શાસ્ત્રિય પ્રમાણવાળા ગ્રંથો નથી તેમજ દેવીની ઉત્પત્તિ વિગેરેનું જ્ઞાન પણ અનેક દેવી ભક્તોને નથી. એ બધી ખોટ પુરી પાડવા યથાશક્તિ યત્ન કરવા આ સમાજની સ્થાપના થઈ છે. દરેક શક્તિ ઉપાસકો વાર્ષિક **ફક્ત એકજ રૂપીઓ** ભરી આ સમાજના સભાસદ થઇ અનન્ય રૂપે માતાજીની સેવા કરશે એવી આશા છે.

સભ્ય થનાર ગૃહસ્થોને હવે પછી છપાતાં પુસ્તકો ભેટ આપવામાં આવશે, તથા ગઈ સાલનાં પુસ્તકો જુજ કિંમતે મળી શકશે.

લી૦ સેવકો,

શ્રી શક્તિ સેવા સમાજ
કોકડીઆની પોળ,
અમદાવાદ.

રમણલાલ ગાંડાભાઈ પાઠક.
જયંતિલાલ માણેકલાલ મહેતા.
નટવરલાલ ચુનીલાલ પાઠક.
મંત્રીઓ.